# माई-कुमारीकवच

मार्कंडराय रतनलाल घोळकिया

माई-प्रकाशनमाला, अंक ४

# માઈ-કુમારીકવચ



ખાસ કરીને

કુમારિકાઓના વ્યાવહારિક તથા આધ્યાત્મિક

કલ્યાણની પ્રક્રિયા



માર્કંડરાય રતનલાલ ધોળકિયા, એલ. સી. ઈ.

( સ્પેશ્યલ લૅન્ડ ઍક્વિઝિશન ઑફિસર, પૂના )

માઈ-મંડળના સંસ્થાપક



માઈમંડળ, અમદાવાદ

પ્રકાશક :

માઈમંડળ તરફથી

કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ.

૨૧, ટીલકનગર, અમદાવાદ



આવૃત્તિ ૧ લી ] સંવત ૧૯૯૭ [ પ્રત ૬૦૦



કિંમત અમૂલ્ય

મુદ્રક —
પરીખ સુરેશચંદ્ર પોપટલાલ
ધી 'ડાયમંડ જ્યુબિલી' પ્રિન્ટીંગ પ્રેસ,
સલાપોસરોડ—**અમદાવાદ.**

— जय माई —

# પરિચય–વચન

બ્રહ્મલીન શ્રીમન્નૃસિંહાચાર્યજીએ કુટુંબને સમાજનું એકમ ગણી "ભામિનીભૂષણ" ના ૧૬ અલંકારોની કલ્યાણકર અપૂર્વ યોજના ઘડી. એમાંના પાંચ અલંકારો પ્રસિદ્ધ થઈ શક્યા. પ્રથમ અલંકારની નવ આવૃત્તિઓ થઈ ચુકી છે એથી સિદ્ધ થાય છે કે એ શ્રેયસ્કર યોજના ગુજરાતમાં સારી રીતે આદર પામી છે.

પ્રથમ અલંકારની પ્રથમ આવૃત્તિ પ્રકટ થવાના સમય, અને આજનો સમય–એ બે વચ્ચે કેવું વિપુલ અંતર જોવામાં આવે છે! બુદ્ધિવાદને નામે સમાજમાં વિચારની શિથિલતા વધતી જાય છે, અને સ્વતંત્રતા તથા સ્વચ્છંદ વચ્ચેનો વિવેક વિસરાતો જાય છે.

સમાજની આવી કરુણ સ્થિતિ નજરે જોઈ, અને અનેક વિગતો આમ જનોથી સાંભળી મારા ગાંડાઘેલા આસ્તિક હૃદયને પરમાત્માની કૃપાવૃષ્ટિની આવશ્યકતા વર્ષોથી જણાયાં કરે છે. માઈ-મંડળના સંસ્થાપક, માઈના પરમ ભક્ત, વિશ્વપ્રેમયોગી, પરમપ્રિય, પૂજ્ય શ્રીમાર્કંડ મહાત્મા સાથે આ વિષય સંબંધી ચર્ચા–દરમ્યાન મેં એમને અનેક વાર વિનંતિ કરેલી કે–" માઈના દરબારમાં આપનું ચલણ ઘણું છે એમ એકલો હું કહું છું એમ નથી, પરંતુ અક્કલ–હુશિયારીવાળા સેંકડો સજ્જનો કહે છે. તેથી આપ અમારું વકીલાતનામું કૃપા કરી સ્વીકારો, અને ખાસ કરીને યુવક–યુવતિઓનાં હૃદયમાં શુભ વિચાર અને આચાર ઉદ્ભવ પામે એવો માઈ–કરુણા-વૃષ્ટિયોગ અમને સાધી આપો." એ સંત પુરુષે મારી વિનંતિ સ્વીકારી મને ઉપકૃત કર્યો, અને પ્રાથમિક પગલારૂપે કુમારિકાઓના શ્રેયનો સંકલ્પ કરી, માઈ–આવેશના ઉભરાથી; માત્ર પાંચ રાતમાં **માઈ-કુમારીકવચ**નો પ્રબંધ રચી કાઢયો, જે આજે **માઈ–પ્રકાશનમાલા**ના ચતુર્થ અંકરૂપે પ્રસિદ્ધ થાય છે.

કુટુંબમાં માતાપિતાની પદવી, કુમારિકાઓનું જવાબદારીના ભાનવાળું વર્તન, સદ્ગુણોનું મનોહર સ્વરૂપ, દુર્ગુણોનું આબેહૂબ ચિત્રાલેખન, બ્રહ્મચર્યનું મહાસામર્થ્ય, આદર્શરૂપ દાંપત્ય–જીવન, વિધ-

વાઓ પ્રતિ ઉદાર દૃષ્ટિ, સત્સંગમહિમા, માઈભક્તિ અને શરણાગતિની ભાવના, પ્રેમ અને સેવાના મહામંત્રોનો જાપ–ઇત્યાદિ વિષયોને વિવેકપૂર્વક વિચારનાર કોઇ પણ સામાન્ય બુદ્ધિવાળા સજ્જનને ભાન થયા વિના રહેશે નહિ કે આ લઘુ છતાં અતિ મહત્ત્વના ગ્રંથમાં શ્રીમાર્કંડભાઈએ પોતાનું વિશ્વપ્રેમી હૃદય ઠાલવી દીધું છે.

હવે ઋણ સ્વીકાર કરવો જોઇએ. **માઈપૂજનની** માફક આ પવિત્ર શ્રેયસ્કર ગ્રંથ પ્રસિદ્ધ કરવામાં સંપૂર્ણ આર્થિક સહાય આપવાનું માન ડાયમંડ જ્યુબિલી પ્રેસના માલિક માનનીય માઇબંધુ શ્રી–પોપટલાલભાઈ પરીખને ઘટે છે. પોતાના સદ્‌ગત પૂજ્ય પિતા શ્રી–દેવીદાસભાઇના શ્રેય અર્થે એ બંધુવર્યે પોતાના દ્રવ્યનો અતિ સુંદર પવિત્ર વિનિયોગ કર્યો છે. શ્રીદેવીદાસભાઈ કેવા સૌજન્ય–સુવાસવાળા, બુદ્ધિશાળી, પરાક્રમી, પ્રભાવસંપન્ન, આસ્તિક હૃદયવાળા હતા તે અમદાવાદની જનતા સારી રીતે જાણે છે. અમદાવાદનું માઇમંડળ માઈરંગથી રંગાયલા એ સદ્‌ગત માઇબંધુના શ્રેયનિમિત્ત દર શુક્રવારે પ્રાર્થના કરે છે, અને શ્રીપોપટલાલભાઈ જેવા અનેક પિતૃભક્તો આપણા દેશમાં પ્રકટો એ માઈચરણમાં યાચના કરે છે.

આ સદ્‌ગ્રંથ મુખ્યત્વે કરીને કુમારિકાઓને ઉદ્દેશી લખવામાં આવ્યો છે, પરંતુ વધતે ઓછે અંશે આબાલવૃદ્ધ સર્વને એ અવશ્ય આદરણીય થઈ પડશે. માઇપૂજનની પવિત્ર ભૂમિકા ઉપર પવિત્ર પ્રક્રિયાની યોજના કરવામાં આવી છે. વિલાયતમાં લગ્નસંસ્થાની એટલે દરજ્જે દુર્દશા થઈ છે કે છૂટાછેડાના મુકરદમા દગબંધ ફાટી નીકળતાં એક મુકરદમાનો નિકાલ કરતાં સરેરાશ ચાર કરતાં વધારે મિનિટ આપવી ન્યાયાધીશોને પરવડતી નથી. આ સદ્‌ગ્રંથનો અભ્યાસ કરનાર કુમાર–કુમારિકાઓ આવી દુર્દશાથી બચશે એટલુંજ નહિ, પરંતુ સુખમય દાંપત્યજીવન ગાળી માઈ–ભક્તિથી પૂર્ણાંશે માઈકૃપા મેળવી કૃતાર્થ થશે.

માઈ સેવક,

**કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા.**

# પ્રસ્તાવના

માઇકૃપાથી માઇમંડલનો સુંદર વિસ્તાર થવાથી, તેમ જ માઇમાર્ગ અત્યંત વ્યાવહારિક હોવાથી ઘણા મોટા પ્રશ્નો મારી સમક્ષ આવીને પડે છે. "ચાલતું આવ્યું છે તેમ કરો" એમ કહીને કાને હાથ દેવા, અથવા આંખો મીચી રાખવી એ નીતિ સુચારિત્ર્યમય જીવન જીવનાર માટે તથા જીવનોપદેશ કરનાર માટે હવે નભે એમ નથી. જાણે કૌમાર તથા લગ્નના પ્રશ્નો તરફ મારે નજર નાંખવી જોઈએ એમ માઈની આજ્ઞા હોય તે રીતે અનાયાસે લગ્ન તેમ જ યજ્ઞોપવીત અર્થાત્ કૌમાર સાથે, માઇમાર્ગને પ્રસંગ પડી ગયો. જે છોકરીઓ આપણા ખોળામાં રમી હોય તેઓના જીંદગીભરના સુખદુ:ખના આધારરૂપ વિષયપર આપણે મૌન શી રીતે રાખી શકીએ? આ સંબંધ પડદા પાછળ તો ઘણું યે કાર્ય થયું, પરંતુ સમય જતાં પ્રકટપણે આવતું ગયું. મારા મિત્ર શ્રીસોપારકરની પુત્રીઓએ ગયા માર્ચ એપ્રિલમાં પોતાનો નિશ્ચય તેમના પિતાને જણાવ્યો કે "અમે માઈના આશીર્વચનવિના સંસાર શરૂ કરીશું નહિ." પરિણામે લગ્નના પહેલે દિવસ એક અત્યંત આનંદભર્યા કાર્યક્રમથી લગભગ ૪ કલાક ચાલતું અપૂર્વ માઈપૂજન થયું, અને માઇની કૃપાદર્શક **"શ્રી લલિતાંબિકા"** નામ બોલાતાં કલ્પનામાં નહિ એવી અપૂર્વ મહાવૃષ્ટિ થઇ. તા. ૧૪–૬–૪૦ ને દિવસે ખડકીમાં એક માઈભક્ત યુવકે પોતાના શ્વશુરને જણાવી દીધું કે "હું તો માઇવિધિથી લગ્ન કરીશ. એ પ્રમાણે જો તમને માન્ય ન હોય તો તમારી પુત્રી માટે બીજી વ્યવસ્થા કરી લેશો." શુક્રવારની રાત્રિએ તેનાં લગ્ન થયાં, અર્થાત્ બે કુમારિકાઓએ તથા એક કુમારે લગ્નવિધિમાં માઇને ખેંચ્યા. યજ્ઞોપવીતસંબંધ પણ સાંતાક્રુઝનાં અ. સૌ. શ્રી સુશીલાબહેન દેશાઇએ દૃઢ આગ્રહથી પોતાના પુત્રોના ઉપવીતવિધિમાં માઇને મુખ્ય સ્થાન આપ્યું. તેમણે તો આ વિધિને કેવળ ધાર્મિક વિધિનું એવું સ્વરૂપ

આપી દીધું કે સગાંસ્નેહી, વાજનવાળા, કાપડિયા, દરજી બધામાંથી કોઇનું નામનિશાન નહિ; માત્ર માતાપિતા, કુમારો, આચાર્ય, હું, શ્રી–પરિક્ષિત રાયજી તથા અ. સૌ. રશ્મિબહેન એટલાં જ હાજર હતાં.

મારી ધીરે ધીરે ખાતરી થતી ગઇ કે આ વિષય હાથમાં લીધા વિના છુટકો નથી. મેં યથાશક્તિ અભ્યાસ કરવાનો વિચાર કર્યો. ત્યાર પહેલાં માઇભક્ત શ્રીકૌશિકરામભાઇ સાથે મારે અનેકવાર ઘણો જ ગંભીર વિચારવિનિમય થયેલો. જીવનના સુખનો કેટલોક આધાર બાહ્ય સંયોગો ઉપર છે જ, પરંતુ મુખ્ય આધાર આપણે જે તન તથા મનની શક્તિ સાથે જન્માએ છીએ તેના ઉપર છે. અને એ નૈસર્ગિક જન્મસંપત્તિનો આધાર જે તે આત્માના પૂર્વસંસ્કાર તથા પુણ્ય પાપ ઉપર છે. તેનાથી બીજે દરજ્જે માતાપિતાના સ્વભાવ, ચારિત્ર્ય, વાસના, શરીર ઇત્યાદિપર રહેલો છે. છોકરાં એ માતાપિતાની જ થોડા થોડા ફેરફાર સાથે વિશેષ પ્રકટતાવાળી નકલ છે. અર્થાત્ મનુષ્યના સુખદુઃખનો આધાર માઇકૃપા, માતાપિતા, પૂર્વજન્મ–સંસ્કાર, પૂર્વજન્મ–પુણ્યપાપ, સંયોગ, સ્થિતિ, સહવાસ, ગુરુ, તપશ્ચર્યા, કષ્ટસહનનો અભ્યાસ, પુરુષાર્થ, અનુકૂલતા ઇત્યાદિ પર છે. શરીર–સંપત્તિ માટે ખાનપાનપરત્વે નિયમન તથા બ્રહ્મચર્ય, મનની સંપત્તિ તથા શુદ્ધિ માટે ઉત્તમ ચારિત્ર્ય, આનંદ, શાંતિ તથા કાયમની પ્રગતિ માટે ધર્મપાલન, તથા મુક્તિ માટે કર્મ તથા ભક્તિ–સહિત ઉત્તમોત્તમ આત્મજ્ઞાન તથા ઈશ્વરજ્ઞાનની આવશ્યકતા છે.

સંસારની એક નાનામાં નાની ઇચ્છા પૂર્ણ કરવાને કેટલો પુરુષાર્થ અને કેટલું કષ્ટસહન આવશ્યક હોય છે! અને છતાંયે જે પ્રગતિથી આખો જન્મારો સુખી થઇ જાય છે એટલું જ નહિ, પરંતુ એવી આત્મોન્નતિ થાય છે કે જે કોઇ પણ ભવિષ્ય જન્મમાં નષ્ટ થતી નથી, એવો પરમ લાભ પ્રાપ્ત કરવાને કશું જ કષ્ટ ન કરવું પડે અને ફક્ત વાતો, વ્યાખ્યાનો તથા પુસ્તકોથી જ કલ્યાણ થઇ જાય એવી આશા રાખનારની પુરુષાર્થવિહીન મહત્ત્વાકાંક્ષાને પણ

ધન્ય છે! તા. ૯-૬-૪૦ ને દિવસે શ્રીકૌશિકરામભાઇ પૂને હતા તેમને મેં જણાવ્યું કે જો કાર્ય કરવું હોય તો વ્યાખ્યાનો તથા પુસ્તકોથી નહિ થાય. જેમ માઇમંડળની સંસ્થા કાઢતાં કંઇક જીવન બદલાઇ ગયાં છે, અને કંઇકની નાસ્તિકતા તથા અશાંતિ નષ્ટ થઇ ગઇ છે તે રીતે જો કુમારિકાઓનું કલ્યાણ જ સાધવું હોય તો **માઈ-કુમારીકવચ** નામની ક્રિયાત્મક રીતિ શરૂ કરવી જોઇએ. સંસ્કારો એક દિવસમાં ઘડાતા નથી, તેમ જ અમુક શબ્દો ફફડાવવાથી અથવા સાંભળવાથી ઘડાતા નથી. સાધના સિવાય સિદ્ધિ કદિ પણ મળતી નથી, અને સાધના એટલે અમુક સમયે, અમુક રીતિએ, અમુક કાર્ય કરવાનો, અડગ નિશ્ચયપૂર્વક, અતિ કષ્ટ સહન કરવાની તૈયારીવાળો, સતત અભ્યાસ. નિરંતર અભ્યાસ એક વાર નહિ પણ એક હજાર વાર, એક લાખ વાર અમુક વસ્તુ કર્યા સિવાય તે આપોઆપ સિદ્ધ થાય એવી આશા રાખવી એ મૃગજળમાં સ્નાનનો લહાવો લેવાની અભિલાષાસમાન છે.

તે પછી અમદાવાદથી એ બંધુનો મને પત્ર છે કે એ વિચાર ઘણા માઇબંધુઓ તથા માઇભગિનીઓને પસંદ પડ્યો છે. એ પત્ર આવતાં જ "આંધળો ગાય કે દળે" તેવી રીતે "માર્કંડભાઇ માઇ માઇ કરે કે લખે" એવો એમનો જીવનમંત્ર હોવાથી આ નાનું પુસ્તક પ્રકટ કરવામાં આવે છે.

**માઈ-કુમારીકવચ** પ્રમાણે પૂજન કરનાર સર્વનું, તથા સમગ્ર જનતાનું માઈ કલ્યાણ કરો!

**માર્કંડ**

卐 ॐ श्रीँ जयमाई । ऐँ श्रीँ जयमाई 卐

# कुमारी-कवच

કુમારીકવચને અંગે માઈપૂજન બનતા સુધી મંગળવારે કરવું, કારણકે એ વાર શક્તિનો વાર છે. જેમ બને તેમ વહેલો સાંજનો કાર્યક્રમ રાખવો. આદિથી અંત સુધી બે કરતાં વધારે કલાક થવા જોઈએ નહિ. પૂજન કરનાર કુમારિકાઓએ તે સમયે અમુક પ્રકારનો પહેરવેશ જ ધારણ કરવો. ખાસ કરીને લીલો રંગ પસંદ કરવા યોગ્ય છે. પહેરવેશ વિદેશી પદ્ધતિનો ન હોવો જોઈએ, પરંતુ અંગોની સ્ફૂર્તિ અને ચપલતા ઉપર ખાસ લક્ષ આપવું. ૮ થી ૧૨ અને ૧૨ ઉપરનું વય એ રીતે બે વિભાગ કરવા, પરંતુ પહેરવેશનો રંગ એક સરખો જ હોવો જોઈએ. જેટલી સમાનતા રાખી શકાય તેટલી રાખવી. આઠ વર્ષથી નાની કુમારિકાઓ આ બંને વર્ગમાં પોતપોતાની બહેનો અથવા સ્નેહીઓ સાથે ગમે ત્યાં બેસી શકે છે.

બનતા સુધી પૂજનના દિવસ પહેલાં પૂજનસંચાલક, અર્થાત્ માઈમંડળની મુખ્ય વ્યક્તિ જે નીમાઈ હોય તેને ખબર આપવી, કે જેથી યોગ્ય પ્રમાણમાં વ્યવસ્થા કરવામાં આવે. બની શકે તો દરેક કાર્યક્રમ પાર ઉતારવા માટે જવાબદાર અનુભવી માઈભગિનીઓની એક સમિતિ નીમવી. જેટલી કુમારિકાઓ હોય તેટલીને દરેકનાં માતાપિતા તથા બહેનોને અનુમતિપત્રથી (પાસથી) આમંત્રણ આપવાની રીત રાખવી. કોઈ પણ માતા અથવા પિતા પોતાની ૮ વર્ષથી નાની કુમારિકાને પોતાની જોડે બેસાડી શકે છે. મોટામાં મોટી દેખરેખ એ રાખવાની કે એ પૂજનસમયે એક પણ પુરુષ ત્યાં એવો હોવો ન જોઈએ કે જેની પુત્રી એ પૂજનમાં ન હોય. પાલક પિતા હોય તો ચાલે, પરંતુ ગમે તે ભાઈ અથવા બીજો કોઈ પુરુષ હોવો જોઈએ નહિ, સિવાય કે જેમને ખાસ સમિતિની અથવા મુખ્ય

વ્યક્તિની પરવાનગી મળી હોય. જેટલે અંશે આમાં સખ્તાઈ પાળી શકાશે તેટલે અંશે આ પૂજનની ફલસિદ્ધિ રહેશે.

કાર્યવાહકોએ અત્યંત સાવધાનતા રાખવી કે જેથી કોઈ જાતના કલહને કે આક્ષેપને અવકાશ મળે નહિ.

બની શકે તો એવી વ્યવસ્થા રાખવી કે માઈની પાસે પ્રથમ નાની કુમારિકાઓની હાર, પછી મોટી કુમારિકાઓની પંક્તિ, તે પછી માતાઓ, તે પછી પિતાઓ, અને તે પાછળ કાર્યવાહકો તથા ખાસ નિમંત્રિત પુરુષો.

૧. **આરંભ**—સામુદાયિક સંગીતના રૂપમાં માઈપ્રાર્થનાથી આરંભ કરવો.

૨. **પ્રણામ**—પછી કાર્યવાહિકા સન્નારીઓએ માઈ આગળ જઈને ઘુંટણીએ પડીને પ્રણામ કરવા.

૩. **પવિત્ર ઘોષ**—પછી સર્વ મંડળે ઉભા થઈ થોડા સમય **जय माई, जय माई, जय माई**નો એકત્ર ઘોષ કરવો; ત્યાર પછી બેસી જવું.

૪. **ધૂન ૧**—પછી પિતૃમંડળે **ऐँ श्रीँ जय माई**ની ધૂન ચલાવવી.

૫. **ધૂન ૨**—પછી માતૃમંડળે **श्रीमाई शरणं मम** એ ધૂન ચલાવવી.

૬. **ધૂન ૩**—પછી નાની કુમારિકાઓએ **ऐँ क्लीँ सौः**ની ધૂન કરવી.

૭. **ધૂન ૪**—પછી મોટી કુમારિકાઓએ **कएईलह्रीँ हसकहलह्रीँ सकलह्रीँ ऐँ**ની ધૂન કરવી.

**સૂચના**—દરેક ધૂનમાં મુખ્ય અધિકારી પહેલાં બોલે અને બીજાં બધાં ઝીલવાની રીતે બોલે.

૮. **આરતિ**—પછી મુખ્ય અધિકારવાળી સન્નારી **नमो देव्यै । श्रीमाता श्रीमहाराज्ञी** એ આરતિથી નીરાજનવિધિ કરે; જેને બોલવું હોય તે એમાં ભાગ લઈ શકે.

**૯. મંગળસૂત્ર**—દરેક માતા માઈ આગળ પગે લાગીને પોતાની પુત્રીને મંગળસૂત્ર ગળામાં જલદી પહેરાવે, માઈને પગે લાગે, અને પુત્રીને આશીર્વાદ દે. પુત્રી માતાને પ્રણામ કરી, પછી માઈને પગે લાગી, પોતાને સ્થાને બેસી જાય.

માતા નિદાન પોતાના સ્થાનકેથી ઉઠે ત્યારથી તે બેસી જાય ત્યાં સુધી એવી ભાવના કરે કે **"માઈ, અહિં તારી શીતળ છત્રછાયામાં બેઠેલી સર્વે કુમારિકાઓનું કલ્યાણ કર."** આ વાક્ય નિદાન એક વાર તેણે માઈસમક્ષ બોલવું જોઈએ.

આ મંગળસૂત્ર એટલે ફક્ત સાદો કાળા ઉનનો દોરો સમજવાનો છે, જેમાં વચમાં માઈનું "લૉકેટ" કદનું, સોનેથી રસેલું કે પિત્તળનું પીળું ચકતું હોય. મંગળસૂત્રમાં સોનાનો દોરો, કે એવી કોઈ કિંમતી વસ્તુની યોજના સમજવાની નથી.

**૧૦. આશીર્વચન**—"માઈ, અત્ર એકત્રિત થયેલી સર્વે કુમારિકાઓનું કલ્યાણ કર. માઈ, આ કુમારિકાઓએ કરેલા પૂજનથી પ્રસન્ન થા; તારી કૃપાની શક્તિથી આ કુમારિકાઓ કુટુંબનું, સમાજનું તથા વિશ્વનું કલ્યાણ કરો" એમ કહી, જયમાઈનો ઘોષ કરી, પિતાવર્ગે કુમારિકાઓનું અક્ષતથી સન્માન કરવું, અર્થાત્ બેડે બેડે તેમના ઉપર અક્ષતપ્રક્ષેપ કરવો.

"હે માઈ, તારી કૃપાથી આ અમારી રત્નરૂપ પુત્રીઓ ઋષિકુમારિકા જેવી પવિત્ર તથા તપતેજસંપન્ન બનો, ક્ષત્રિય કુમારિકા જેવી પ્રભાવશાળી તથા નિડર વીરાંગના બનો, વૈશ્ય કુમારિકા જેવી આર્થિક ક્ષેત્રમાં કુશળ ઉત્તમ ગૃહિણી બનો, તથા શૂદ્ર કુમારિકા જેવી પતિ, દુઃખી જન, સમાજ, વિશ્વ તથા માઈધર્મની સેવિકા બનો" એમ કહી માતાવર્ગે માઈ ઉપર અક્ષતવૃષ્ટિ કરવી.

વચમાં કોઇ પણ કારણથી વિલંબ થાય તો તે જયમાઈના ઘોષથી પુરો કરી લેવો.

આ પછી દરેક નાની કુમારિકા અને પછી મોટી દરેક કુમારિકાએ વારા ફરતી માઈ પાસે આવીને નીચે આપેલી પ્રાર્થનાઓમાંથી એક એક બોલવાની છે. દરેકે પાસે ઉભા રહીને બધાંજ સાંભળે એ રીતે ઉંચે સ્વરે એક પ્રાર્થના બોલીને, અથવા પુસ્તકમાંથી વાંચીને પગે લાગીને ચાલતાં થવાનું. તે બોલે તે સમયે સર્વેએ મૌન રાખવાનું; તે પગે લાગી રહી કે ત્રણ વાર **જયમાઈ જયમાઈ જયમાઈ** એમ બીજાઓએ ઘોષ કરવાનો.

આ વિધિ ચાલતી હોય તે વખતે કોઈએ પણ અવાજ ન કરવો, અને અવાજ કરનારને બીજા બધાએ મૌન રાખવા માટે વિનંતિ કરવી. જે તે વર્ગની સ્વતંત્રતામાં બીજાએ ડખલગીરી કરવી નહિ. અર્થાત્ નાની કુમારિકાઓનું મૌન તેમાંની કુમારિકાઓ સાચવે, મોટીનું મોટી કુમારી સાચવે એમ.

દરેક કુમારિકા આ રીતે એક એક વાર આવી જાય. એ રીતે એક ફેરો થઈ ગયા પછી અથવા સર્વને ઇચ્છા અને સમયાદિની અનુકૂલતા હોય તો વધારે ફેરા થઈ ગયા પછી. અમુક સમય-દશ પંદર મિનિટનો-આપવો કે જે દરમ્યાન પાઠની રીતે દરેક કુમારી પોતાની મરજી પ્રમાણે ગમે ત્યાંથી ગમે ત્યાંસુધી વાંચે. સાધારણ રીતે આજના પૂજનસમયે જ્યાંસુધી વંચાયું હોય ત્યાંથી આવતે પૂજને વાંચવું અને એ પ્રકારે જેણે તેણે પુનરાવર્તન પોતાની રીતે કર્યે જવું એ ઘણું શ્રેયસ્કર છે. આ કાર્ય થયા પછી માઈની આરતિ કરવી, જેની અંદર મનુષ્યોની સંખ્યાને હિસાબે એક લીટી, બે લીટી, ચાર લીટી બોલવામાં આવે. આરતિની સમાપ્તિએ પ્રસાદ લઈને "છોડ ચરન કહાં જાનાં" નું કીર્તનપદ્ય સામુદાયિક રીતે ગાઈ વિદાય થવું.

આ પૂજનવિધિનું મુખ્ય માહાત્મ્ય આ રીતે છેઃ-મંગળવાર શક્તિનો વાર છે. માતાપિતાની સંમતિથી કાર્યક્રમ ચલાવાયો એટલે

તેમાં એક જાતની પવિત્રતા આવે છેઃ ગમે તેને ગમે તેમ આડું તેડું બોલવાનું કારણ મળતું નથી. બાલિકાઓ તો ન્હાનપણથીજ પોતાના માતાપિતા પ્રતિ પૂજ્ય ભાવ, આજ્ઞાંકિતતા ઇત્યાદિ ગુણોમાં બહુજ સારી રીતે કેળવાય છે. જે માતાપિતા પુત્રીને આવી રીતે ઉછેરે, અર્થાત્ પોતે જાતે લઈને માઈપૂજન કરાવતાં હોય, તેની પુત્રી ગમે તે યુવકની સાથે અદૃશ્ય થઈ જતા પહેલાં આત્મઘાત કરવો વધારે પસંદ કરશે. આ વિધિનું પરાક્રમ તાત્કાલિક તો જણાશેજ, પરંતુ તેનો વિશાળ આશય તો કુમારિકાઓ, ગૃહિણીઓ તથા માતાઓને ઘડવાનો છે, અને તેનો ઉત્તમ પરિપાક તો દશ-વીશ વર્ષે જણાશે, પરંતુ હાલનો સમાજ *પિપીલિકાદૃષ્ટ છોડીને કાર્ય કરવા મંડી પ્રસાર કરે, તથા કાર્યને માટે અનેક રીતે સહાય કરે તોજ.

યુવકોનો તદ્દન પ્રતિબંધ કરવાથી કુવિકારને જરા પણ સ્થાન નથી. માતાપિતાની અંતરની ઉમળકાભરી આશિષ્ બાલિકા પર ઉતરે છે; બાલિકાઓને વૃદ્ધ વડિલો માતાપિતા તરફથી પૂજ્ય ભાવથી પ્રોત્સાહન મળતાંજ તે પૂજનીયત્વ માટે દરેક રીતે લાયક બનવાની ઇચ્છા જાગ્રત્ થાય છે; સમાજમાં જે કાર્ય કરતાં લજ્જાવશ થઈ જવાય તે કાર્ય કરતાં અત્યંત ક્ષોભ પ્રકટે છે; આવા મોટા સમુદાયમાં માઈયાચના તથા માઈપૂજન થતાં માઈ પણ અત્યંત કૃપાવિષ્ટ થઈને સર્વનું કલ્યાણ કરે છે.

નીતિના કોઈજ જાતના સંસ્કાર નહિ પડેલા હોવાથી, તેમજ નાનપણથીજ ઘેલાં લાડમાં ઉછરવાને લીધે ઘણી કુમારિકાઓ યુવાની પ્રાપ્ત થતાંજ માબાપ સામે તડતડ બોલવા લાગે છે, પોતાની મરજી-પ્રમાણે ન થતાં કકળાટ કરી મુકે છે, ગમે તેવા કુસંગમાં પડી જાય છે, યુવકો સાથે ગમે ત્યાં અને ગમે ત્યારે ભટકવા મંડી પડે છે, ઘરડાં માબાપને હસી કાઢે છે, નવા નવા ખરચોથી માબાપોને અત્યંત કફોડી સ્થિતિમાં મુકી દે છે, તથા ગમે તેની જોડે ગમે તેમ વર્તી

---

* કીડીની ટુંકી નજર

બેસવાથી કેટલીક વાર માતાપિતાને કાળી ટીલી લગાડી કાયમને માટે નીચું મુખ રાખવાની શિક્ષા કરી દે છે. **આવા અનેક ઉત્પાતોમાંથી તરવું હોય તો હાલની સ્થિતિમાં બની શકે તેવો ઉપાય માત્ર આ માઈપૂજન અને કુમારીકવચધારણ છે.**

હાલની સ્થિતિ એ છે કે માતાપિતાને બાલિકાઓનું ચારિત્ર્ય ઘડવાનો સમય નથી. આધુનિક કેળવણીમાં અનેક પ્રકારની ખામીઓ રહેલી છે. બધાજ કેળવણી આપનારાઓ કાંઈ સુસંસ્કારી હોતા નથી, અને હોય તોપણ તેઓ પોતે દ્રવ્યોપાર્જનની મહાચિન્તામાં એટલા બધા નિમગ્ન થઈ ગયેલા હોય છે કે આવા એક સામુદાયિક પ્રચાર સિવાય બીજો માર્ગ નથી.

સામુદાયિક પ્રચાર અને સંઘટનામાં કેટલી ક્રિયાત્મક શક્તિ છે તેનો એક સહસ્રાંશ પણ આપણા લોકને ખબર હોત તો હિંદુ ધર્મની તથા હિંદુ પ્રજાની આજે જે દુર્દશા આપણે જોઈએ છીએ તે હોત નહિ.

એક પછી એક કુમારિકાઓએ બોલવાની પ્રતિજ્ઞાઓ અથવા પ્રાથનાઓ ઇત્યાદિનું પ્રકરણ શરૂ કરતા પહેલાં એક વાર માઈનામ પોકારી લઉં છું. કહેવાની જરૂર નથી કે આ તો માત્ર રૂપરેખાનું આલેખન છે. આજુબાજુના સંયોગો વગેરે જોઈને જે પ્રમાણે જે ફેરફાર ઘટે તે વખતો વખત મુખ્ય નેતાઓ કરી લેશે.

**ॐ श्रीं जयमाई, ॐ श्रीं जयमाई, जयमाई.**

વિજ્ઞપ્તિ

સર્વ માઈબંધુઓ તથા માઈભગિનીઓને મારી વિજ્ઞપ્તિ છે કે તેમણે ફાડીનું મગજ હોય તો તે ખંખેરી નાખવું. બીજા ધર્મોમાં પ્રાર્થનાના વિષય પર એટલું જોર આપવામાં આવ્યું છે કે બાર મહિનાના દરેક દિવસની પ્રાર્થનાનાં પુસ્તકોજ નહિ, પરંતુ દરેક દિવસ માટે પણ સવારની અને રાત્રિની પ્રાર્થનાનાં પુસ્તકો હોય છે. લખનારે લખ્યે જવાનું છે, કુવો ખોદનારે પોતાના એ ખોબા જેટલીજ તરસનો

વિચાર કરવાનો હોતો નથી, પરંતુ જેને જેટલું ગમે તેટલું પાણી પીએ એ દૃષ્ટિથી કુવો ખોદાવવાનો હોય છે. એ રીતે પ્રાર્થનાની ગમે તેટલી કલમો આવે તેથી કોઇએ કંટાળી જવાનું નથી.

એક માઈનામ અત્યંત અધમને પણ તારવા સમર્થ છે તથાપિ જે રીતે **माईसहस्रनाम** રચવામાં આવ્યાં તેજ રીતે અહિં પણ અનેક પ્રાર્થનાઓ આપવામાં આવી છે. નામ એક છે પરંતુ વિવિધ અભિરુચિ અનુસાર તે નામ જુદી જુદી ભાવનાઓથી અસંખ્ય રૂપાન્તરથી પ્રકાશે છે. જેને જે ગમે તે કલમો વાંચે અને જીવનમાં ઉતારે. સદ્‌ગુણ કયા? દુર્ગુણ કયા? પાપ શું? પુણ્ય શું? શું કરવું? શું ન કરવું?—એનું શિક્ષણ આજે કોણ આપે છે? કોને કેટલી ખબર છે? અને આખા દિવસમાં ફક્ત પાંચજ મિનિટ એ વિષયનો કોણ વિચાર કરે છે? જેવી રીતે કોઈને ઘેર ભોજન કરવા જવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં, કાકા કહીને તેની હજાર વાતો સાંભળવી પડે છે, જેમ આગગાડીમાં મુસાફરી કરતાં અથવા એક જણને બીજાની સોબતની જરૂર જણાતાં મને કે કમને હજારો વાતો કાને પડે છે તે પ્રમાણે, જ્યાં સુધી અમુક નિશ્ચિત વિધિનો કાર્યક્રમ, પાળવાનો દૃઢ સંકલ્પ ન હોય ત્યાં સુધી, માત્ર સાંભળવાથી અથવા બોલવાથી કશુંજ પ્રાપ્ત થતું નથી, અને તેથી જ પોતાનું, કુટુંબનું, સમાજનું, તથા વિશ્વનું કલ્યાણ ઇચ્છનાર માઇભગિનીઓ તથા માઇબંધુઓને આ કાર્યવિધિ યશસ્વી પ્રકારે અને પૂર્ણ પ્રકારે સિદ્ધ થાય એ હેતુથી અનેક પ્રકારની સાહાય્ય કરવા હું ખાસ વિજ્ઞપ્તિ કરૂં છું.

**जयमाई, जयमाई, जयमाई, जयमाई, जयमाई.**

# પ્રાર્થનામંડળ ૧

(૧) હે માઈ! તું આખા વિશ્વની માતા છે. તું સર્વને, અહિં એકત્ર થયેલાં બધાંને તથા મને માઈધર્મના સિદ્ધાન્તો પ્રમાણે પ્રેમ સેવા, ભક્તિ તથા શરણાગતિનાં દિવ્ય તત્ત્વોને જીવનમાં ઉતારવામાં સંપૂર્ણ સાહ્ય કર.

(૨) હે માઈ! તું તારાં સર્વ બાળકોને, અહિં એકત્રિત બધાંને, મને ઇચ્છાશક્તિ, જ્ઞાનશક્તિ તથા ક્રિયાશક્તિની દ્રષ્ટિથી અત્યંત સમૃદ્ધ બનાવ.

(૩) હે માઈ! તું કોઈ પણ પિતાની સ્ત્રી નથી. કોઈ પણ જુદા નિયામક તત્ત્વને વશ વર્તતી શક્તિ નથી, તું સ્ત્રી નથી, છતાં તું બન્નેયે છેઃ એ સત્યની સ્મૃતિ નિરંતર સર્વની રાખ.

(૪) બધાજ ધર્મો અને ધર્માનુયાયીઓ તારાજ કરેલા અને સર્જેલા છે. એક તું જ છે. સર્વપર, અમારાં બધાં પર કૃપાદૃષ્ટિ કર.

(૫) હે માઈ! તારાં નામોનો, ગુણોનો તથા સ્વરૂપોનો પાર નથી. સામાન્ય જીવોની આત્મરક્ષણશક્તિ, સંત મનુષ્યોની સત્ય વાણી તથા ત્રિકાળદર્શનશક્તિ, ચેતના, સારાસારવિવેકશકિત, ધાર્મિક પ્રેરણા, ધાર્મિક આત્માઓના અંતઃકરણની સૂચના—એ સર્વ તારાં સ્વરૂપ છે. સર્વનું કલ્યાણ કર.

[ આ પ્રમાણે જ્યાં જ્યાં “સર્વ” શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો હોય ત્યાં ત્યાં વિશ્વનાં સર્વપ્રાણી, માઈપૂજન અર્થે એકત્રિત થયેલું મંડળ અને પ્રાર્થના કરનાર પોતે—એનો સમાવેશ થાય છે. ]

(૬) હે માઈ! તુંજ પ્રત્યક્ષ સ્વરૂપે અગ્નિ, ઉષા, સૂર્ય તથા ચંદ્ર છે. તેમના પૂજનમાં તારા પૂજનની ભાવના દૃઢ કરી સર્વની તે પૂજનોમાં પ્રીતિ જાગ્રત્ કર.

(૭) હે માઈ! જગતની આશ્ચર્યકારક યોજના તથા નિયામકતા, સૌન્દર્ય, દયા, કૃપા, સ્થિતિસ્થાપકતા, નીતિ, ચારિત્ર્ય વગેરે તારાથીજ જન્મેલાં છેઃ તેનું યથાસ્થિત સંમાન તથા પાલન કરવા સર્વને સમર્થ બનાવ.

(૮) હે માઈ! નિદાન સર્વનાં હૃદયોમાં સર્વને માટે પ્રેમ ભરી નાંખ.

(૯) હે માઈ! સાચા ગુરુમાં, સિદ્ધગુરુએ આપેલા મંત્રમાં, નિઃસ્વાર્થી ચારિત્ર્યવાન્ નિર્લોભી પૂજકોથી પૂજાતી મંદિરમૂર્તિમાં, તથા જેઓ માઈમહાભક્ત હોય તેમણે પ્રત્યક્ષ સમજાવેલાં અને શંકાઓના નિરાકરણથી અતિ સરળ બની ગયેલાં શાસ્ત્રોના પારાયણમાં અમારી સર્વની શ્રદ્ધા તથા પ્રીતિ ઉત્પન્ન કર.

(૧૦) હે માઈ! તુંજ કુંડલિનીરૂપે જીવાત્માની મા છે, તુંજ કુદરત છે, તુંજ કર્મના કાનુનરૂપ છે, તુંજ ચરાચર વિશ્વને રમકડા પેઠે રમાડનારી છે. અમારી સર્વની સાથે તું આનંદથી વાત્સલ્યભાવ વિસ્તારીને ખેલ.

(૧૧) હે માઈ! તુંજ સક્રિય છે, તુંજ નિષ્ક્રિય છે, તુંજ સાકાર છે, તુંજ નિરાકાર છે, તુંજ સગુણ છે, તુંજ નિર્ગુણ છે, તુંજ વિશ્વેશ્વરી છે, તુંજ વિશ્વ છે, તુંજ સર્વસ્વ છે, તુંજ સર્વના અભાવરૂપ છે, તુંજ માતા છે, તુંજ પિતા છે, તુંજ પુરુષ છે, તુંજ સ્ત્રી છે, તુંજ જીવન છે, તુંજ પ્રકાશ છે, તુંજ પ્રેમ છે, સર્વ કાંઇ જે છે તે તુંજ છે.

સર્વના હૃદયમાં આ જ્ઞાનની સમજ આપી, પ્રતીતિ કરાવી, સાક્ષાત્કારનો અનુભવ કરાવી અમને સર્વને શાન્તિથી તથા સર્વોત્તમ માઈઆનંદથી નવરાવી છે.

**जयमाई, जयमाई, जयमाई, जयमाई, जयमाई, जयमाई,**

# પ્રાર્થનામંડળ ૨

(૧) હે માઈ ! સૌથી પહેલી અમારા સર્વના હૃદયમાં એ ભાવના જાગ્રત્ કર કે અમે સમગ્ર વિશ્વને તારું કુટુંબ માનીએ, અને તારા કુટુંબના એક બાળકની ભાવનાથી સર્વ પ્રતિ યથાશક્તિ ભ્રાતૃભાવ તથા ભગિનીભાવથી વર્તીએ. અમારી એ સ્મૃતિ હમેશાં તાજી રાખ કે પ્રથમ તો અમે તારાં બાળક છીએ. અમે હિંદુ અથવા મુસલમાન, જૈન, બૌદ્ધ, પારસી, ક્રિસ્ચ્યન ઇત્યાદિ તો ત્યારપછીની ગાણુ દૃષ્ટિએ છીએ. અમારું માનસ એવું બનાવી દે કે અમારા સંબંધે અમારું ભાન પહેલું તારા બાળકરૂપે તથા તારા વિશ્વરૂપી કુટુંબની એક વ્યક્તિ તરીકે થાય.

(૨) હે માઈ! અમને પહેલાં મનુષ્ય બનાવ, પછી જગત્‌ના ભાઇ અથવા બહેનરૂપે બનાવ. ધાર્મિકતામાં અમારો પ્રવેશ મનુષ્યત્વની અથવા ભ્રાતૃભગિનીભાવની અભિવૃદ્ધિ થયા પછીજ કરાવ.

(૩) હે માઈ! ધર્મ અને અધર્મ ન સમજતાં, માત્ર કાંઇ થોડું ઘણું કરતાં અથવા સાંભળતાં અથવા જાણુતાં પોતાને ધર્મિષ્ટ માની બેઠેલાં અમારી આંખો ઉઘાડ, કે જેથી અમે નાલાયક હોવા છતાં અભિમાનનાં ગચરકાં ખાતાં ખાતાં અધાર્મિકતાના ખાડામાં પડયાં છીએ તેમાંથી બ્હાર આવીએ.

(૪) હે માઈ! અમારું *કૂપમંડૂકત્વ નષ્ટ કર. દરેક વસ્તુને તથા દરેક સત્યને અમે તેના યથાર્થ સ્વરૂપમાં જોઈ શકીએ, તથા અમારી આત્મપ્રગતિમાં તેનો સદુપયોગ કરીએ એવી બુદ્ધિ અમને આપ.

(૫) હે માઈ! ઉચ્ચનીચ ભાવનાના કારણે થતા દ્વેષ, અભિમાન તથા તિરસ્કારની અધોગતિમાંથી અમને સર્વને બચાવ.

---

* કૂવાના દેડકાજેવી સંકુચિત દૃષ્ટિ.

 

(૬) હે માઈ! ધર્મને નામે ક્લેશકંકાસ, જુલમ, વ્હેમ, મૂર્ખાઇ, અજ્ઞાન, અનીતિ, તથા અંધકારમાંથી અમને આનંદ, સમતા, જ્ઞાન તથા પ્રકાશમાં લઈ જા.

(૭) હે માઈ! અમને ધર્મના અર્થવિનાના બડબડાટથી તથા દંભથી બચાવી લે. અમને પ્રત્યક્ષ માઈજીવન જીવવાનું, તથા તે જીવવામાંજ સાર્થકતા માનવાનું સામર્થ્ય આપ. અમુક મનુષ્ય માઈ-જીવન જીવી રહ્યો છે તેટલા પરથી તેની ધાર્મિકતા આંકવાની નિર્મળ દૃષ્ટિ અમને આપ.

(૮) કોઇપણ પુરુષ અત્યંત ઉચ્ચ પદવી ભોગવતો હોય એ માત્ર તારી કૃપાજ, તારીજ કૃતિને કારણે છે એ પાકી સમજ અમારી નિરંતર રહે એવું અમારું નિરભિમાની માનસ બનાવ.

(૯) અમને નિરંતર શુભ ઉચ્ચ આશાથી ભરપૂર ભરેલાં રાખ. ચિત્તની પ્રસન્નતા, અર્થાત્ ગમે તે સ્થિતિમાં આનંદમાં રહેવાની પ્રકૃતિ, અમારા માનસની તું બનાવી દે. ગમે તેવા સંયોગોમાં, ગમે તેવાં દુઃખ સુખોમાં અમે તારાંજ થઇને રહીએ, અને વિશ્વમાં પ્રેમ તથા સેવા પ્રસારતાં અમારું જીવન વ્યતીત કરીએ એવી આશિષ્ અમને આપ.

## પ્રાર્થનામંડળ ૩

(૧) હે માઈ! અમારાં મુખ અલંકારાદિથી ઉજ્જવલ થતાં હોવાની અમારી અણસમજ કાઢી નાંખ. ઉજળું અને ઊંચું મોં +અઋણીનું તથા દાનેશ્વરીનું હોવાથી અમને નિરંતર બધાંના ઋણમાંથી મુક્ત રાખ.

(૨) હે માઈ! અમને જન્મ આપનાર, પોષનાર, લાલન કરનાર, અનેક કષ્ટો સહન કરી શરીર, મન તથા દ્રવ્યનો અત્યંત

+ કરજવિનાના માણસનું.

મોટો આત્મભોગ આપીને જેમણે અમને અસ્તિત્વ આપ્યું છે, અને જેમને લીધે અમે આજસુધી ક્ષેમકુશળ છીએ તે માતાપિતા પ્રતિ અમે કદિ પણ ઉંચે સ્વરે બોલીએ નહિ, તથા તેમનું હૃદય નારાજ થાય એવી રીતે વર્તીએ નહિ એવી બુદ્ધિ અમને આપ.

(૩) હે માઈ! ન્યાય અન્યાય, સુખદુઃખ કશાનો અમે વિચાર કરીએ નહિ એવી શ્રીરામચંદ્ર તથા ભક્ત શ્રવણની માતૃ–પિતૃભક્તિ અમને આપ, તથા તેમનાં નિરંતરનાં ઋણી હોવાનું અમારું ભાન સતત જાગ્રત્ રાખ.

(૪) જે ગુરુ, મહાત્મા, ભક્ત, સંત, મહાપુરુષની કરેલી કૃપાથી અમે આટલું સમજવાને સમર્થ થયાં છીએ તેમનાં નિરંતરનાં ઋણી હોવાનું અમારું ભાન સતત જાગ્રત્ રાખ.

(૫) જે દેવદેવીઆદિની કૃપામય રચના તથા વ્યવસ્થાને કારણે વિશ્વવ્યવસ્થા બરાબર ચાલવાથી અમે આજે સુખી છીએ, તથા વૃષ્ટિ, વાયુ, અગ્નિ, તેજ આદિની સહાયથી અમારો વ્યવહાર સુખે ચલાવી રહ્યાં છીએ તેમનાં નિરંતરનાં ઋણી હોવાનું અમારું ભાન સતત જાગ્રત્ રાખ.

(૬) પિતૃલોક તથા સ્વર્ગલોકમાં રહેતા અમારા જે પિતરો તથા સગાંસ્નેહીઓ અદૃશ્યપણે અમને સંસારના અનેક આપત્તિપ્રસંગમાંથી રક્ષે છે, ને જેમના આશીર્વાદથી અમારું કલ્યાણ થાય છે, અને જેમની વિશિષ્ટ પરંતુ અદૃશ્ય ઈચ્છા, તપશ્ચર્યા તથા ઈશ્વરપ્રાર્થના ક્ષણેક્ષણે અદૃશ્ય અહિતમાંથી અમને બચાવે છે, અમને સદ્બુદ્ધિ અને શુભ પ્રેરણા આપી સન્માર્ગે લઈ જાય છે તે પિતૃઓ તથા મૃત સગાંવહાલાં પ્રતિ અમારી ઋણી સ્થિતિનું અમારું ભાન નિરંતર જાગ્રત્ રાખ.

(૭) જે વિશ્વ, રાજા, સમાજ (વર્તમાન તથા ભૂત)ના પરિશ્રમે, રક્ષણે તથા ચાલતા આવેલા વારસાને કારણે અમે અત્યારની આ

સુખી સ્થિતિમાં છીએ તે વિશ્વ, નૃપ, સમાજઆદિનાં અમે ઋણી છીએ એ અમારું ભાન નિરંતર જાગ્રત્ રાખ.

**(૮)** તે ઋણનું યથાશક્તિ વળતર કરવા અમને બુદ્ધિ, સ્થિતિ તથા સંપત્તિ આપ. અમારું જીવન એવું હો કે અમે નિરંતર સેવિકા બનીને રહ્યાં હોઈએ, અને છતાંયે દેહ મરણ સુધી હાથે પાણી પીને —શરીર પરવશ થતાંયે હાથે પાણી પીને—તારા શરણમાં આવીએ. જીવનની કોઇ પણ ક્ષણે, અથવા કોઇ પણ ક્ષણ સુધીના સરવાળે, અમે કોઇને માટે સ્વાત્માર્પણ કરી રહ્યાં હોઇએ, કોઇના સુખ માટે અમારું તન, મન, ધન ખરચી રહ્યાં હોઇએ એવું યશસ્વી જીવન તથા સાધનસંપત્તિ અમને આપ.

**(૯)** ઉજ્જ્વલ મુખ અલંકારાદિથી નથી, પરંતુ ઋણવળતરથી અથવા તે અશક્ય હોય તો ઋણની નિરંતર ભાવનાથી, જીવનમાં *સહજ બની ગયલી નમ્રતા, દીનતા તથા નિર્માનિતાથી જ છે, તેવી જ રીતે જીવનનું જીવ્યાપણું વિશ્વને, સમાજને, સગાંસ્નેહીને તથા કુટુંબજનોને આપણી ઉપયોગિતાથી જ છે એ ભાન અમને નિરંતરનું આપ. પરાવલંબન આત્માની, મનુષ્યની મોટામાં મોટી નિર્માલ્યતા છે એ સમજ, અમારી નિરંતરની રાખ. અમારું જીવન સર્વ કોઇને લાભદાયક હો, સર્વ કોઇને અહિંસાત્મક હો, અમારું જીવન કોઇને પણ ભારરૂપ, કષ્ટદાયક, ચિંતાજનક, ત્રાસદાયી ન હો; અમારી કોઇ પણ કૃતિ જગતના કોઇ પણ જીવને ખાસ દુઃખ ન કરો.

હે માઈ! આ અમારો ટેક સાચવવા અમને દૃઢ વૈરાગ્ય, સાચો વિવેક, ઉત્તમ ચારિત્ર્ય, તથા સન્માર્ગે વળેલું ખીલેલું માનસ જરૂર આપ.

---

* જન્મસિદ્ધ, સ્વાભાવિક

# પ્રાર્થનામંડળ ૪

(૧) હે માઈ! અમને બીજાના ઋણના ભાર નીચે વધારે ને વધારે જતાં તે ઋણમાંથી મુક્ત થવાનું જોર આપ. કોઈપણ સંયોગોમાં કોઈપણ સ્થિતિમાં અમારો તારા પરનો વિશ્વાસ, પ્રેમ, પ્રસન્નચિત્તસ્વભાવ તથા શરણાગતિનિશ્ચય કાયમ રહો.

(૨) હે માઈ! અમારું કૂપમંડૂકત્વ નષ્ટ કર, તથા દરેક વિષય-સંબંધે અત્યંત મહાવિશાળ તથા સાચી દૃષ્ટિ, જે દૃષ્ટિમાં આખાયે વિશ્વસંબંધે તારા કુટુંબની ભાવના હોય તેવી માઈદૃષ્ટિ આપ.

(૩) દુઃખી જનોનાં દુઃખ દેખી અમારાં દીલ દુઃખાઓ. યથાશક્તિ કોઈ પણ રીતે તેમનું દુઃખ દૂર કરવાનું સ્વાત્માર્પણ કરવા અમારાં દિલ ખેંચાઓ.

(૪) હે માઈ! શ્રદ્ધા, ભક્તિ, તપ, આશા, ન્યાયબુદ્ધિ, સત્યા-સત્યસમજ, પુણ્ય, પ્રકાશ,–ઇત્યાદિ સદ્‌ગુણો તથા ધાર્મિકતાનાં અંગો પ્રતિ અમારી પ્રગતિ થાય એવી અનુકૂળતા, સંયોગ, સ્થિતિ તથા બુદ્ધિ અમને આપ.

(૫) હે માઈ! કોઈને કાંઈ આપીને રાજી થનારું, કોઈની સેવા કરીને આનંદ માનનારું, કોઈનો ભાર ઉચકીને ધન્યતા માનનારું એવું અમારું માનસ કર. કુટુંબીજનો, સગાં, સમાજ, તથા આખુંયે વિશ્વ અમારી ઇચ્છાનુસાર વર્તું જાય, અમારી ઇચ્છા થાય ત્યારે આવીને હાજર થઈ જાય, અમારું કાર્ય પુરું થતાં અને અમારી અનિચ્છા થતાં અદૃશ્ય થઈ જાય એવું જે પોતાને કેન્દ્ર* રૂપ માનવાપણા-રૂપ વ્યક્તિત્વ જે અમને અને જગતને અત્યંત ત્રાસ આપી રહ્યું છે, એ મારું વ્યક્તિત્વ ધીરે ધીરે નષ્ટ થાઓ.

(૬) હે માઈ! લાયકાતવિનાનો, બીજાં બધાં પર સત્તા ભોગવવાનો અમારો શોખ, તે સત્તા અજમાવતાં અમારો જુલ્મ

* મધ્યબિન્દુ

તથા અમારી નિર્દયતા–એ પ્રતિ અમારા પોતાના મનમાં અણગમો તથા તિરસ્કાર ઉત્પન્ન થઈ કોમલ સદ્ગુણો પ્રતિ અમને રુચિ પ્રકટો.

(૭) હે માઈ! સત્ય, શૌચ, દયા, તથા દાન એ ધાર્મિકતાનાં મુખ્ય અંગો અમારાં શુદ્ધ કર. શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા તથા સમાધાનની ઉત્તમોત્તમ દૈવીસંપત્તિ અમને આપ. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ તથા મત્સરરૂપ અમારા ષડ્રિપુઓને નિરંતરના જીતાયલા બનાવી દેવાનું અમને સામર્થ્ય આપ. અહિંસા, સત્ય, અસ્તેય+, બ્રહ્મચર્ય તથા ઇન્દ્રિયનિગ્રહનાં તત્ત્વો અમારાં અત્યંત બલિષ્ઠ બનાવ.

(૮) હે માઈ! પરપુરુષ પ્રતિ સુખના અનુભવની ઇચ્છામાંથી અમને બચાવ. કોઇપણ ભુખ્યું દુઃખિયું હોય તેને નિદાન શબ્દથી પણ આરામ આપવાની બુદ્ધિ અમને આપ.

(૯) અમારાં જીવનની દરેક ક્ષણે, અમારાં શરીર, માનસ, પંચ પ્રાણ તથા પંચ કોશોમાંથી, તેના દરેક અણુમાંથી તારા પ્રતિ ભક્તિ, વિશ્વમાટે પ્રેમ, મનુષ્યમાત્રની સેવા કરવાની ધગશ તથા ચિત્તપ્રસન્નાતાભરી શરણાગતિનાં તત્ત્વો વિશ્વમાં પ્રસરો.

**जयमाई, जयमाई, जयमाई, जयमाई, जयमाई, जयमाई.**

## પ્રાર્થનામંડલ ૫

(૧) હે માઈ! સદ્ગુણો કઈ કઈ મનોવૃત્તિઓ છે એ સંબંધે સતત સાચી સમજ અમને આપ, અને જીવનના દરેક વ્યવહારમાં અમારી સાવધાનતા સાચવી રાખ. સદ્ગુણો પ્રતિ સહજ પ્રીતિ વિશ્વપ્રેમથી તથા વ્યક્તિગત પ્રેમથી થાય છે તેવી જ રીતે દુર્ગુણો પ્રતિ સહજ પ્રીતિ વિશ્વપ્રતિ ધિક્કારથી તથા વ્યક્તિગત ધિક્કારથી જ થાય છે. માટે અમારા હૃદયમાં સર્વને માટે પ્રેમનું પૂર ઉભરાવ, તથા ધિક્કાર અથવા દ્વેષનું નિકંદન કરી નાંખ.

---

+ ચોરી નહિ કરવી તે

(૨) હે માઈ! અમારાથી ઉચ્ચ કોટિનાં જેઓ હોય તેમના પ્રતિ અમારો પ્રેમ વધાર, કે જેથી અમારા હૃદયમાં એમને માટે સતત પૂજ્યભાવ, આજ્ઞાપાલનવૃત્તિ, તથા આદરભાવ રહે; અમારાં સમપદવીનાં પ્રતિ અમારો પ્રેમ વધાર, કે જેથી અમારી વચ્ચે મૈત્રી, સહાનુભૂતિ, પરસ્પર સહાય, શુભેચ્છા તથા શુભચિંતનનો સુખકર સંબંધ રહે; અમારાથી નીચી કોટિનાં પ્રતિ અમારો પ્રેમ વધાર, કે જેથી અમે તેમના પ્રતિ દયા, ક્ષમા તથા માયાળુપણાથી વર્તન કરીએ.

(૩) હે માઈ! અમારા હૃદયમાં તિરસ્કાર તથા દ્વેષ જે કાંઈ હોય તેને નિર્મૂલ બનાવી દે, કે જેથી મોટેરાં પ્રતિ અમારું હૃદય સદા દહેશતથી અને અનિષ્ટ થવાની બીક તથા ત્રાસની કલ્પનાથી ભયભીત ન રહે; સમપદવીનાં પ્રતિ હમેશને માટે કલહ, ક્રોધથી, અમારું હૃદય સદાને માટે બળતું ન રહે, તથા નીચી કોટિનાં પ્રતિ અમે તિરસ્કાર, અભિમાન, નિર્દયતાથી નિર્લજ્જપણે ન વર્તીએ.

(૪) હે માઈ! મનુષ્યના જીવનમાં સુખ દુઃખનો મુખ્ય આધાર જીવનનું ધ્યેય, વૃત્તિવિકારો, ચારિત્ર્ય, તથા બાહ્યવર્તન પર છે. અમને તારા શરણમાં આવવાના ધ્યેય પ્રતિ આકર્ષી લે, અમારા વિકારો નિરંતર અમારા સંયમથી અમારે અધીન રહો, અમારું ચારિત્ર્ય પ્રેમભર્યું તથા ભ્રાતૃભાવ અને ભગિનીભાવનું થાઓ.

(૫) હે માઈ! જીવનસંબંધે અમારું માનસ અહં તથા મમતારહિત થાઓ. અમને સાચું, પરમકલ્યાણકર જ્ઞાન આપ. અમારા વિચારો નિરંતર તારા પ્રતિ તથા બીજા સર્વ પ્રતિ સત્કાર્યના જ હો. ગુરુ પ્રતિ અમને પ્રીતિ થાઓ; તેમણે શાસ્ત્રના સારરૂપ શીખવેલી, ઉપદેશેલી, અને આદેશેલી સત્ય પ્રતિજ્ઞાનું રહસ્ય સમજવાની અમને બુદ્ધિ આપ.

(૬) હે માઈ! અમારી સત્કાર્ય તથા સન્માર્ગપ્રયાણસંબંધે અત્યંત જ્વલંત ધગશ ભરી પ્રવૃત્તિ જાગ્રત્ કર, અધોગામી વૃત્તિઓનું

નિકંદન કર, દુષ્કાર્ય તરફ ખેંચાઈ જતું અમારું માનસ તારી કૃપાથી નિવૃત્ત થઈ શાંત બની જાઓ.

(૭) હે માઈ! અમારા જીવનમાં જાતનાં સુખ, જાતનાં આનંદાદિને કેન્દ્ર માની તેના પ્રતિ થતી અમારી બધી પ્રવૃત્તિઓ ધીરે ધીરે શમી જાઓ. અમારા અહંનું ક્ષેત્ર તથા તેની વ્યાખ્યા મોટામાં મોટું સ્વરૂપ ધારણ કરો. અમારું અહં એવું ખીલતું જાઓ કે ધીરે ધીરે માતાપિતા, ભાઈબહેન, સ્ત્રીપુત્રાદિ, સગાંસ્નેહી, જ્ઞાતિબંધુ, સ્વદેશબંધુ તથા વિશ્વનાં સર્વ મનુષ્યના કલ્યાણમાં પોતાના જ કલ્યાણની અમારી ભાવના કેળવાય.

(૮) હે માઈ! અમારું માનસ નિર્દોષ આનંદ પ્રતિ આકર્ષાઓ. અમારી ચિત્તપ્રસન્નતા નિરંતર સરખી અને ઉચ્ચ કક્ષાની રહો. દુઃખસમયે અમારી શાંતિ અડગ રહો. અમારી ઇચ્છાઓ તથા વાસના ઉંચા પ્રકારની બનો.

(૯) હે માઈ! સત્ય વસ્તુનું અમને દર્શન કરાવ. અમારા ભ્રમો દૂર કર! જીવનમાં થતી ગંભીર ભુલો કરતી વખતે અમને સાચું અને કલ્યાણકારી દિગ્દર્શન કરાવ. અમારો દૃષ્ટિકોણ જગતની જંજાળ અને મોહકતા તરફથી ખસેડીને તારા પ્રતિ વાળ. કૃપાવૃષ્ટિ કરી અમારાં યોગક્ષેમનું નિર્વહણ કર.

## પ્રાર્થનામંડલ ૬

(૧) હે માઈ! અમારી વૃત્તિઓ નિરંતર પ્રેમની અભિવૃદ્ધિરૂપ હો. તારામાં, અમારાં માતાપિતામાં, શુભચિંતકોમાં, સાચા સ્નેહીઓમાં તથા વડીલોમાં અમારો વિશ્વાસ દૃઢ થાઓ. અમારામાં ઉદ્ધતાઈ તથા બેપરવાઈનાં જે તત્ત્વો હોય તેનું નિકંદન કર. ક્ષમા કરવામાં, થયેલાં માન, અપમાન તથા નુકસાન ભુલી જવામાં અમારું માનસ આનંદ માનનારું બનાવ. નાની વાતો જતી કરવા જેવું અમારું માનસ વિશાળ બનાવ.

(૨) હે માઈ! નિરાશ થઈ જવાનો અમારો સ્વભાવ સુધાર. કયાં કાર્યો, વિચારો તથા લાગણીઓથી અમારે શરમાવું જોઈએ, અથવા ન શરમાવું જોઈએ એ સંબંધી અમને સાચી સમજ આપ. અમારો વ્હેમીલો સ્વભાવ બદલી નાંખ. અધીરા અને અણવિશ્વાસુ સ્વભાવને લીધે અમે ઘણી વાર અંધારામાં કુટાઈને કલ્પનાથી જાતે જ દુઃખ ઉપજાવીને, દુઃખી થઈએ છીએ એ અમારો સ્વભાવ નષ્ટ કર. અમારો ઈર્ષ્યાળુ સ્વભાવ અમને વિના કારણે ઉભાં ને ઉભાં બાળી નાંખી અમારો ઘાત કરે છે તેનું તું પુરેપુરું નિકંદન કરી નાંખ. અમારી કડવાશ, અમારો ધુનધુનાટ, અમારો ગિન્નાટ દૂર કર. અમારો અતડો, એકલપેટો, અતિક્રાંતિયો સ્વભાવ સુધાર.

(૩) હે માઈ! તોછડાઈ, અભિમાની વર્તણુક, અપમાન કરવાની વૃત્તિ વિગેરેથી અમને બચાવ. નિન્દા કરવાનો અમારો રસ સુકવી નાંખ. નિંદા કરનાર પ્રતિ અમારા દ્વેષ, ક્રોધ, અથવા વૈરનો વિકાર દબાવી દે. હૃદયઘાતક વિનોદ કરવાના બાહ્યાડંબરી ક્રૂર સ્વભાવથી અમને બચાવ. વિનોદને નામે અમારાં મ્હોં પર મારેલાં તીક્ષ્ણ વજ્રબાણો હસતે મુખે સહન કરવાનો અમને અભ્યાસ કરાવ.

(૪) હે માઈ! જે વસ્તુસ્થિતિ આપણે સુધારી શકીએ તેમ નથી એ સંબંધે શોક અને ચિન્તામાં મશગુલ રહી વધારે દુઃખી થવાનો અમારો સ્વભાવ સુધાર. મુરબ્બી પ્રતિ આજ્ઞાપાલનમાં આનંદ માનવાનું માનસ અમને આપ. જેણે અમારા ઉપર વિશ્વાસ મુકયો છે, તથા જેણે અમારા જીવનમાં અનેક રીતે સહાય કરી છે તેના પ્રતિ વિશ્વાસઘાતની દુષ્ટ વૃત્તિથી અમને બચાવ. અમારા જીવન-સાથે સત્ય અને પ્રામાણિકપણું એવું વણી નાંખ કે, ભલે પ્રથમ દુઃખ વેઠવું પડે, પરંતુ એ જુઠાણું સંતાડવા હજાર જુઠાણાં કરવાની ચિંતામાં અને દુઃખમાં અમારે પડવું ન પડે.

(૫) હે માઈ! અમારું કીડી જેવું માનસ * કુંજરમાનસ

* હાથી જેવું વિશાળ મન

બનાવી દે. આપણા કરતાં જુદા વિચારો, રીત રીવાજો, વેશો, સ્વભાવો, ધર્મો જેમના હોય તેમની સાથેના વર્તનમાં સહિષ્ણુતા સારી રીતે સ્થાપિત રહો. સર્વ કાંઈ ઉત્તમ આપણામાંજ હોય, બીજું બધું નકામું અને નાલાયકીભર્યું જ હોય એવી અમારી અંધ દૃષ્ટિને ખુલ્લી કર. અમારા પ્રતિસ્પર્ધી સાથે અમે અમીરી સ્વભાવથી વર્તીએ, જે માન, વિશ્વાસ, સહાનુભૂતિ, સભ્યતાની આપણે બીજા પાસેથી આશા રાખીએ તે આપણે તેના પ્રતિ દર્શાવવાંજ જોઇએ એ સત્ય અમારા જીવનમાં બીજાઓને પ્રત્યક્ષ દેખાય એવું બનો.

(૬) અમારું ચારિત્ર્ય એવું સ્વચ્છ તથા સરલ ઘડી આપ કે અમુક તો અમુક મનુષ્ય કરે જ નહિ, અથવા અમુક તો કર્યા વિના રહેજ નહિ એવો વિશ્વાસ અમારા સંબંધે આખી જનતાને હોય. દરેક વર્તનમાં અમારી અમીરી, ઉચ્ચ સંસ્કારની શીતળતા, સર્વને દૃષ્ટિગોચર થાઓ. કોઇપણ મનુષ્યની પ્રતિ, ધારણા કે વિચારણા સબળ કારણ સિવાય દુષ્ટતા અથવા દુર્જનતાથી કલંકિત થયેલી અમે જોઈએ નહિ, અર્થાત્ દરેક મનુષ્ય જ્યાંસુધી તે ખરાબ છે એમ ખાત્રી ન થાય ત્યાંસુધી સારોજ છે એમ માનીને અમે ચાલીએ એવું ઉચ્ચ સંસ્કારી માનસ અમને આપ.

(૭) હે ભાઈ! અમારું જીવન એવું તું યોજ કે અમે કોઇને છેતરીએ નહિ, કોઇને વિશ્વાસઘાત ન કરીએ, બંડખોર ન બનીએ, હલકટપણું ન બતાવીએ, વેર અને કિન્નો ન રાખીએ, ગુપ્ત નિષ્ઠુરતાનું વર્તન ન ચલાવીએ, કોઇ બાબતમાં જુદાણાં ઉભાં કરીને અથવા અર્થના અનર્થ કરીને કોઇને બંભેરીએ નહિ, નિરાધાર અથવા હાથમાં આવેલાં મનુષ્યો પ્રતિ જુલમ અથવા દમ કાઢી નાંખવાપણું કે દબાવવાપણું ન ચલાવીએ, દંભ તથા મિથ્યાડંબર ન રાખીએ, કરેલા ઉપકારના વળતરની આશા ન રાખીએ, તથા થયેલા ઉપકારનું વળતર બમણું અને ત્રણગણું કરવામાં પાછા ન પડીએ, થયેલા ભૂલ માટે પશ્ચાત્તાપ કરીએ, દુરભિમાનથી પોતાનો કક્કો ખરો

કરવાનો દુરાગ્રહ છોડી દઈ ખુશીથી દોષ માન્ય કરીએ તથા ક્ષમા માગીએ એવું નમ્ર માનસ અમારું કર.

(૮) હે માઈ ! છેવટે સત્યજ તરે છે એ નિયમમાં અમને એવી શ્રદ્ધા ઉત્પન્ન કર કે અમે અનેક દુઃખો તથા અડચણો હોવા છતાં, સત્યને માર્ગેજ ચાલીએ. જ્યાં અમારું માનસિક જોર હારી જાય ત્યાં પ્રલોભનો સામે તથા સદ્‌ગુણદુર્ગુણ અને શુભઅશુભ ઇચ્છાના યુદ્ધ સમયે, અમારી વ્હારે ધા. સર્વ પ્રતિ મૈત્રીથી વર્તવાનો અમારો એવો સ્વભાવ કર કે અમે સદા આનંદમાં અને આનંદમાં જ રહીએ. અમારા જીવનમાં નમ્રતા તથા દયાનું એવું સિંચન કર કે અમારો કોઇ શત્રુ હોય એવો અમને ભય રહેજ નહિ. અમારી ઇન્દ્રિયોને સંયમમાં રાખવાનો અમને એવો અભ્યાસ કરાવ કે અમારા હૃદયમાં નિરંતર શાંતિજ રહે. અમારો સ્વભાવ એવો સંતોષી બનાવી દે કે અમે ગમે તે સ્થિતિમાં હસતાંજ હોઇએ, અને જગત્‌માં હાસ્ય તથા આનંદનાં આંદોલનો પ્રસારતાં તારાં રામરમકડાં બની રહીએ. દુઃખ સહન કરવાની એવી શક્તિ અમને આપ કે દુઃખ–સુખની અમારી વ્યાખ્યાજ બદલાઇ જાય.

(૯) હે માઈ ! અમારું જીવન એવું બનાવ કે આખા દિવસની અમારી સાચી હકીકત કહેતાં અમારે તારી સામે, ગુરુ સામે, કે માતપિતા સામે જરાપણ શરમાવા જેવું ન હોય, કે સંતાડવા જેવું ન હોય. સર્વ દુર્ગુણોને જીતવાનો તથા સમગ્ર સદ્‌ગુણોને સાધવાનો અમને અભ્યાસ કરાવ. અમારાથી પોતાનાથી કાંઇ બને એમ નથી માટેજ અમે પ્રાર્થીએ છીએ કે તું અભ્યાસ કરાવ. તું અમારું હૃદય ઉન્નત કર. તું સદ્‌ગુણોની સિદ્ધિ આપ. તું દુર્ગુણોને કાપ. બસ, એકજ વાત માઈ કર, એટલે બીજું બધું આપોઆપ થઈ રહેશે, અને તે એ કે અમારા હૃદયમાં તારે માટે અનન્ય ભક્તિ જાગ્રત્ કર, અને તારાં સર્વ બાળકો માટે સદાને માટે અમારા

હૃદયમાં પ્રેમ ઠાંસીઠાંસીને ભર, કારણ કે પ્રેમરૂપી સરોવરમાંજ સદ્‌ગુણરૂપી કમળવૃન્દો ઉદ્‌ભવે છે, અને સોહાય છે.

## પ્રાર્થનામંડલ ૭

(૧) હે માઈ ! બ્રહ્મચર્ય એ શા વસ્તુ છે, તેનો પ્રભાવ કેવો છે, ભીષ્મપિતામહની શક્તિ તથા હનુમાનની શક્તિ કેવા બ્રહ્મચર્યના પાલનને કારણે હતી તે સર્વસ્વ અમને સમજાવ. હજારો વર્ષ ઉપર ઋષિમુનિઓથી લખાયેલાં શાસ્ત્રો, જે બ્રહ્મચર્યના પ્રભાવથી આજે પણ આખા જગતને આશ્ચર્યમાં ડુબાડી દે છે, તેનું માહાત્મ્ય અમને સમજાવ. જે બ્રહ્મચર્ય નષ્ટ થવાથી આજે ભારતદેશ ગુલામીમાં સડી રહ્યો છે તેના રહસ્યનો પ્રકાશ અમારા હૃદયમાં કર. જે બ્રહ્મચર્યના પાલનથી અમારા પૂર્વજો પચાસ વર્ષે અદ્‌ભુત કાર્યો કરી શકતા હતા, અને જે બ્રહ્મચર્ય નષ્ટ થવાથી અમે આજે સુકલકડી, સદાય માંદાં અને મરેલાં, નાનપણથીજ આંખોના તેજ વગરનાં, હાડકાંનાં ભાગેલાં તથા દમવગરનાં બની ગયાં છીએ તેનું તત્ત્વ અમારા અંતકરણમાં સારી રીતે સ્થિર કર. જે અંધાપાને લીધે અમે જુઠાં કારણો આપી જમાનાને દોષ દઈએ છીએ, અને અમારા દોષનું દર્શન અમને થતું નથી તે અંધાપો દૂર કર.

(૨) હે માઈ ! તારી કૃપાથી, તારા નેતૃત્વથી તથા તારી પ્રેરણાથી અમારી પાસે એવું બ્રહ્મચર્ય પાલન કરાવ કે જેથી બ્રહ્મચર્યાશ્રમમાં અત્યંત કષ્ટ કરી વાવેલાં બીજનાં સુખરૂપ ફળ અમે લગ્ન પછીના ગૃહસ્થાશ્રમમાં ભોગવીએ. હે મા ! અમારા મગજમાં ઠોકી ઠોકીને આ સત્યની સ્થાપના કર કે દશ બાર વર્ષના બ્રહ્મચર્યમાં તપશ્ચર્યા, વ્રત, નિયમ, ઇત્યાદિનું જેટલું કષ્ટ અમે વેઠીશું તેટલાં અમે બાકીના આખાયે જીવનભર સુખી થઇશું, પરંતુ બ્રહ્મચર્યાવસ્થાજ જો વિષયોપભોગ, અસંયમ, મનગમતી મોજ તથા વૈભવમાં ગાળીશું તો અમે આખા જીવનપર્યંત અનેક દુઃખોથી

રહીશું. સારી ટેવો કે કુટેવો, સારા વિચારો કે નઠારા વિચારો, સારી ભાવનાઓ કે નઠારી ભાવનાઓ, શુભ આસ્તિકતા કે પુરી નાસ્તિકતા—જેનું સંસાર માટે ભાથું બાંધી લેવું હોય એવું બાંધી લેવાનો આ સોનાનો સમય છે; ઝાડ નાનપણમાં જેવું વાળવું હોય તેવું વળી શકે છે, અને મનુષ્ય બ્રહ્મચર્યાવસ્થામાંજ પોતાના આખાએ જીવનની રૂપરેખા તથા સુખદુઃખસામગ્રી ઘડે છે અને ભેગી કરે છે એ સત્ય અમને સારી રીતે સમજાવ.

(૩) હે માઈ! અમારી દૃષ્ટિ અને વૃત્તિઓ એવી નિર્મળ કર કે અમારા ઉપર કદાચ કોઈ મનુષ્ય કુદૃષ્ટિથી કે કુવૃત્તિથી જુએ તો તેના હૃદયમાંથી તે વિકાર મટી શુભ સંસ્કાર જાગ્રત્ થાય.

(૪) હે માઈ! શ્વાનવૃત્તિથી આંધળાં બની વિષયોપભોગ કરનારાં દંપતીનાં દશ્યોથી અમને બચાવ. અયોગ્ય અધિકાર ભોગવવાની લાલસાવાળા ચાકર નોકરની કુદૃષ્ટિથી અમને બચાવ. દુરાચારી શિક્ષિકાના અશુભ વાતાવરણથી અમારું રક્ષણ કર. દુર્જન સગાંસ્નેહી તેમજ આડોશીપાડોશીથી અમને બચાવ. જેના સંસર્ગથી વિષયવાસના ભડકી ઉઠે એવી વાર્તાઓ, નાટકો અને ચિત્રપટોથી અમારું રક્ષણ કર. અમને એવી બુદ્ધિ આપ કે ખરાબ વાતાવરણમાં પ્રવેશ કરવાનું અમને મનજ થાય નહિ. અમારા માતાપિતાનો સંયમ અને ઉપદેશ અમારું ભવિષ્ય જીવન સુધારવાના ઉત્તમ સાધનરૂપ અને રક્ષકરૂપ થાઓ.

(૫) હે માઈ! અમે માતાપિતાને કહીને જ જ્યાં જવું હોય ત્યાં જઈએ, અને ત્યાં જે બન્યું હોય તે સવિસ્તર કહીએ અને તેમની આજ્ઞાનું ઉલ્લંઘન ન કરતાં તેઓ કહે તેમજ વર્તીએ, એઓ કહે તેવાજ સમાગમમાં રહીએ, તેઓ કહે તેવું જ સાહિત્ય વાંચીએ, અમારી પવિત્રતા સચવાઈ રહે એવા ધ્યેયથી તેઓ નક્કી કરે એવાં જ નાટકો અને ચિત્રપટો જોઈએ, તેમજ ગાયન ગાનાર ગાનારીને સાંભળીએ, એવું અમારું માનસ કર.

(૬) હે માઈ! તું અમારી આંખ ઉઘાડ. અમને નાની નાની ઇચ્છાઓ તથા મનના ઉછાળા શમાવતાં શિખવ. અમારી ઇચ્છા પ્રમાણે જ બધું થાય, અને માતાપિતા પણ અમને ગમતું જ કરે એવી અમારી ઇચ્છા અમારું દુર્ભાગ્ય જ સૂચવે છે એ સત્ય અમને સૂર્ય-પ્રકાશ જેવું સ્પષ્ટ રીતે બતાવ. જે બાળક પોતે માતાપિતાની આજ્ઞામાં ન રહેતાં માતાપિતાને પોતાની આજ્ઞામાં રાખવાની કુટેવમાં ઉછરેલું છે તેને સંસારના સપાટાઝપાટામાં અનેક રીતે અસહ્ય દુઃખ થાય છે એ સત્ય અમને સમજાવ.

(૭) હે માઈ! મનુષ્યનાં શરીર તથા માનસના બંધારણનો સઉથી પહેલો, અત્યંત મહત્ત્વનો આધાર માતાપિતાના અમુક વિશિષ્ટ સમયના શરીર માનસ પર છે, ત્યાર પછીનો આધાર જન્મ પછીનાં માતાના સંસ્કારો, કૃતિ, વિચારણા, ધારણા, ઇચ્છાઓ પર અને તે પછીનો આધાર કૌમાર અવસ્થામાં સાધી લીધેલી સામગ્રી પર છે. અમારાં પૂજ્ય માતાપિતાએ પવિત્ર જીવન ગાળી અમને જે દેહ, માનસ, તથા મનુષ્ય દેહને સાર્થક કરનાર જે સાધનો આપ્યાં છે તેને અમે વિશેષ યશસ્વી બનાવી શકીએ, અને જીવનયાત્રામાં જન્મની સાર્થકતા કરી શકીએ એ ઉદ્દેશથી આ અમારી અમૂલ્ય કુમારીઅવસ્થા કેવી રીતે કલ્યાણકારક બનાવી લઈએ તેનું શિક્ષણ તુંજ આપ.

(૮) કુમારીઅવસ્થામાં જે સંસ્કારોમાં અમે ઉછર્યા હોઇએ, જે જનતા તથા સમાજમાં અમે મોટાં થયાં હોઇએ, જે આસ્થા અથવા અનાસ્થા પ્રાપ્ત કરી હોય, જે આસ્તિકતા અથવા નાસ્તિકતા અમારા માનસ પર ઠરી હોય, જે સારા અથવા નરસા વાતાવરણમાં અમે ફર્યા હોઇએ, જે પવિત્ર અથવા અપવિત્ર, સાત્ત્વિક અથવા તામસિક ખોરાકની અમને ટેવ પડી હોય, જે સંયમ અથવા સ્વચ્છંદ અમે સ્વીકાર્યો હોય, જે રુચિઓ અથવા અરુચિઓ અમે કેળવી હોય તેજ અમને જન્મભર સુખ અથવા દુઃખના કારણરૂપ

બને છે, માટે હે માઈ! અમે અમારી કુમારીઅવસ્થા તારા હાથમાં સોંપીએ છીએ.

(૯) હે માઈ! જે પ્રમાણે શરીર કસરતથી નાનપણમાં જેમ વાળ્યું હોય તેમ વળે છે, હાડકાં, સ્નાયુઓ વગેરે નાનપણથી જેવાં બનાવવાં હોય તેવાં બનાવી શકાય છે, તેજ પ્રમાણે મનુષ્યઅંતઃ-કરણના જુદા જુદા સદ્‌ગુણો દુર્ગુણો, આસ્તિકતા નાસ્તિકતા, મધુર સ્વભાવ કે કટુ સ્વભાવ, સત્કાર્ય પ્રતિ કે દુષ્કાર્ય પ્રતિ અભિરુચિ–આ સર્વ તત્ત્વો નાનપણથી જ ઇચ્છાનુસાર ઘડી શકાય છે. માટે હે માઈ! અમને સારામાં સારા સંત પુરુષોના સમાગમનો લાભ આપ, અને તેમના ઉપદેશના પાલનથી અમારું કલ્યાણ સાધી લેવાની સાવધાનતા તથા ધગશ અમને આપ.

## પ્રાર્થનામંડલ ૮

(૧) હે માઈ! અમારી જન્મમાતાએ, અમારા વડિલોની સમક્ષ તારી કૃપાની યાચના કરીને, કુમારી–અવસ્થાનું મંગલસૂત્ર અમને પહેરાવ્યું છે તેને માટે અમને લાયક બનાવ. અમારા કુટુંબની સત્કીર્તિ સાચવી રાખવાનું અમને સામર્થ્ય આપ. અમારા આર્ય દેશની મહિલાઓ, સતી સન્નારીઓ, વીરાંગનાઓનું અનુકરણ કરી, બન્ને કુટુંબને યશરૂપ થવાનું અમને સદ્‌ભાગ્ય આપ.

(૨) હે માઈ! તારા માર્ગે જનાર માટે માઈ–ધર્માનુસાર આ મંગળસૂત્ર અમને કુમારીઓને વ્રતબંધ તથા* ઉપવીતરૂપ કલ્યાણકારક તારી કૃપાથી બનો.

(૩) હે માઈ! આ જગત્ શું છે, તેનો વ્યવહાર કેવો છે, કેવી રીતે વર્તવાથી જીવનભર સુખી થવાય એ સંબંધી પ્રાથમિક જ્ઞાન અમને આપ, કે જેથી સંસારમાં પડતાં, અમારી દાંપત્યનાવ હંકારતાં,

* જનોઈ

અમે ગમે તે ખડક સાથે અથડાઈ પડીએ નહિ, યુવાવસ્થા પ્રાપ્ત થતાં પ્રેમનું નામ લઈને ઘરમાં ઘુસેલો વિષયઠગ અમને અમારી સ્વતંત્રતા તથા યશસ્વિતા ગમે તેને આપી દેવાને બેઅક્કલ, બે-શરમ, બેસંયમી, અથવા બેભાન બનાવી દે નહિ, જેથી અમારા ભાવી ગૃહસ્થાશ્રમમાં અમે ના તો સદ્‌ભાગ્ય તથા સુખની ખુમારીમાં તને ભૂલી જઇએ અથવા ઉદ્ધત બની જઇએ, ના તો સંસારની અનેક આપત્તિઓ તથા દુઃખી અવસ્થામાં અમારી ચિત્તપ્રસન્નતા, તારામાં શ્રદ્ધા અને તારા પ્રત્યેની ભક્તિ તથા શરણાગતિ ખોઈ બેસીએ.

(૪) હે માઈ ! અમારાં ચારિત્ર્ય, જીવન, મૃત્યુ, વર્તન ઇત્યાદિ એવાં અનુપમ બનાવ કે અમારી વ્યક્તિગત પ્રકૃતિ, અમારાં શારીરિક બંધારણ, અમારા આનંદજનક વિષયો, અમારાં જીવનધ્યેયો, અમારા સ્વભાવ, અમારી આર્થિક સ્થિતિઓ, અમારાં કૌટુંબિક લક્ષણો, જગતના વ્યવહારપ્રતિ જોવાનાં અમારાં દૃષ્ટિબિંદુઓ, અમારી રીતભાતો, અમારા જ્ઞાતિરીવાજો, અમારી દિનચર્યાનાં કેન્દ્રો તથા મુખ્ય બિંદુઓ, અમારી આજીવિકાના સામાન્ય પ્રકારો ઇત્યાદિને અનુકૂળ અમને દરેકને જીવનસાથીનો સંયોગ પ્રાપ્ત થાય.

(૫) હે માઈ ! અમારું સદ્‌ભાગ્ય માઈમાર્ગી કુમાર સાથે ગોઠવવાનું બનો, કે જેથી અમારું ધાર્મિક ધ્યેય એકજ હોય, તેમજ માઈધર્મમાં પ્રેમનું, સેવાનું તથા શરણાગતિનું તત્ત્વ મુખ્ય હોઈ અમારા દાંપત્યજીવનમાં સ્વભાવ, ધ્યેય, રહેણી ઇત્યાદિના પડછાથી અમને પરસ્પર પ્રતિ અરુચિ કે અણગમો ન થાય, અને અમારું આખું જીવન દુઃખમય, પ્રગતિવિનાનું, અને નિરર્થક ન જાય.

(૬) હે માઈ ! સંસારયાત્રાના સુખદુઃખના સપાટા જીવન-પર્યંત સહન કરવાની શક્તિ અમને આપ. હે માઈ ! અમારા માનસમાં એ અવાજ સદાને માટે ઘુમી રહેલો રાખ કે બધી શક્તિઓમાં સર્વોપરિ શક્તિ કૌમારશક્તિ છે, શરીરસંપત્તિ કૌમારથી છે, લક્ષ્મી-પ્રાપ્તિ કૌમારથી છે, લાવણ્ય તથા સૌંદર્ય કૌમારથી છે, વશીકરણ-

શક્તિ કૌમારથી છે. આકર્ષણ શક્તિ, માન, કીર્તિ, યશપ્રાપ્તિ કૌમારથી છે, યશસ્વી જીવન, મોજભર્યું જીવન તથા આનંદમય જીવન કૌમારથીજ છે, ઓજસ્, સાહસ, બળ, બુદ્ધિ, વિવેક,—એ સર્વ શક્તિઓની માતૃશક્તિ કૌમારશક્તિ છે તેની અમને અખંડ સ્મૃતિ આપ.

(૭) હે માઈ! ગરીબાઈનો સંસાર અથવા શ્રીમંતાઈનો સંસાર બંને સ્વર્ગમય બનાવી દેવાની કુશળતા અમને આપ, કે જેથી ના તો અમારૂં જીવન ગરીબાઈથી કલેશમય બની જાય, ના તો શ્રીમંતાઈથી અમે અમારૂં જીવનધ્યેય ધનોન્માદ, મદિરામસ્તીથી ભુલી જઈએ.

(૮) હે માઈ! અમને પ્રત્યેકને એવો જીવનસાથી આપ કે જેણે માઈભક્તિથી, માઈજપથી, તથા બ્રહ્મચર્યથી એવી મહાશક્તિ પ્રાપ્ત કરી હોય કે અમે તેમના સાહચર્યમાં જીવનની ધન્યતા માનીએ, અને તેમને અમારૂં સર્વસ્વ સોંપી દઈ આનંદમય બનીએ.

(૯) હે માઈ! અમને તથા અમારા થનાર ભવિષ્ય સહચારીઓને અત્યારથી જ બ્રહ્મચર્યમાં દૃઢ કર. આજે પૃથ્વીના એક ખુણાથી બીજા ખુણા સુધી એ મંતવ્ય પ્રસરી રહ્યું છે કે તારા લક્ષ્મીસ્વરૂપની કૃપાથી સર્વ કાંઈ પ્રાપ્ત થાય છે. એના ઉપરનું દૃશ્ય અમારા હૃદયમાં ઠસાવી દે. મહાલક્ષ્મીના કૃપાપાત્રો અત્યારે પ્રત્યક્ષપણે મહાકાલીની અવકૃપાના બલિદાન બની રહ્યા છે. મહાકાલી, મહાલક્ષ્મી, તથા મહાસરસ્વતી ત્રણેની કૃપાથી જ—ઇચ્છાશક્તિ, ક્રિયાશક્તિ તથા જ્ઞાનશક્તિની સિદ્ધિથી જ—સુખ મળી શકે છે એ સત્યની પરિપૂર્ણ પ્રતીતિ અમારા તથા અમારા ભવિષ્ય સહચારીઓના જીવનમાં ઉતાર. અમારી આંખો ખોલી નાંખ કે એ ત્રણે શક્તિઓની માતૃશક્તિ કૌમારશક્તિ છે. પરપુરુષ અથવા પરસ્ત્રીસંબંધે વિકારભર્યું ચિંતન કરવાથી એ શક્તિ સુકાઈ જાય છે, અને બળવા માંડીને આખર વરાળની માફક ઉડી જાય છે એ સત્ય નિરંતર અમારી નજર આગળ રાખ. જે ક્ષણિક આનંદ માટે આવી

અમૂલ્ય જીવનશક્તિનો ભોગ આપવો પડે છે તે સુખ મેળવવાનાં પ્રલોભનો સામે ટકી રહેવાને અમને વિવેક, વૈરાગ્ય, અભ્યાસ તથા સત્સંગ આપવાની કૃપા કર.

(૧૦) હે માઈ! ભારતદેશ શતકોટિ દુઃખી છે, અને ગુલામગીરીમાં સડયા કરે છે તેનું મુખ્ય કારણ એ છે કે સ્ત્રીઓએ તેમજ પુરુષોએ વિશ્વજનનીને વિસારી મુકી છે. પુરુષો સ્ત્રીઓની અજબ શક્તિની કદર તથા કેળવણી યથાયોગ્ય કરવા સંબંધે તન્દ્રામાંજ રહ્યા છે. થોડું પ્રભાત થતાં સ્ત્રીઓ વળી સામે કિનારે જઇ બેસે છે. બન્નેને પરસ્પરનાં પૂર્ણપૂજક, તથા સંયુક્ત થઇને તારાં તથા બન્ને પક્ષનાં માતાપિતાનાં પૂજક બનાવ.

(૧૧) હે માઈ! અમારાં તથા અમારા ભવિષ્ય સહચારીઓનાં કૌમારવ્રત તથા કૌમારશક્તિનું રક્ષણ કર. અમને નાનપણથીજ સારા સંસ્કાર, તથા વિષયભોગેચ્છા સામે ટકી રહેવાનું સામર્થ્ય આપ, કે જેથી યુવાની પ્રાપ્ત થતાં અમે એવું કાર્ય ન કરી પડીએ, કે જેથી અમારા યશસ્વી કુટુંબને કલંક લાગે, અને અમે ગદ્ધાપચીસીની મૂર્ખતાથી જીંદગીભર ગમે ત્યાં ફસાઈ પડી મનુષ્યજન્મને ધૂળધાણી કરી નાંખીએ. અમારી શારીરિક, માનસિક, તથા આધ્યાત્મિક શક્તિઓ કૌમારપાલનથી એવી સતેજ કર, કે જેથી દાંપત્યજીવન શરૂ થતાં અમારી માંદગીનાં ડોકટરી બિલોથી તથા પ્રસુતિઓની ચિંતાથી અમારા સહચારીઓ અમારાથી કંટાળી ન જાય, જેથી અમે એવાં શક્તિથી ઉભરાઈ જતાં રહીએ કે ગૃહિણીના ધર્મોનો જરા પણ નાનામાં નાનો બોજો પુરુષોને માથે રહે નહિ.

(૧૨) હે માઈ! અમારા સહચારીઓને કૌમારપાલનથી એવી શક્તિ આપ, કે જેથી ગમે તે સાહસિક કાર્ય માટે તેમની તૈયારી સદંતર રહે, તેઓ બળસંપન્ન રહી કુટુંબકલ્યાણ માટે ગમે તેવો શારીરિક તથા માનસિક શ્રમ ઉઠાવવાને નિરંતર તત્પર રહે, તેમની શારીરિક શક્તિ એવી સબળ હોય કે તેમના લાવણ્યમાં, તેમના લાલનમાં,

અમે અમારું બધુંજ સુખદુઃખ ભુલી જઇએ, તેમની માનસિક શક્તિ એવી સબળ બને કે તેઓ અમારા સમર્થ રક્ષક તથા પોષક બને, અને અમે સર્વ પ્રકારનાં સુખ તેમનાથી પામીએ, તથા સર્વ રીતે તેમને સુખી કરી સ્વેચ્છાથી, સ્વતંત્ર નિશ્ચયથી, પરસ્પર જીવન-સમર્પણ કરી સુખી થઇએ.

---

## પ્રાર્થનામંડલ ૯

(૧) હે માઈ! અમને એવી સદ્‌બુદ્ધિ આપ કે અમારા જીવનરૂપી ક્ષેત્રમાં કૌમારકાળમાં અમે એવાં બીજ ચોતરફ વાવીએ, કે જેથી અમારી યુવાવસ્થા, પ્રૌઢાવસ્થા તથા વૃદ્ધાવસ્થા શાંતિભરી તથા સુખભરી જાય. એ ધ્યેય સાધવા માટે અત્યારથીજ અમારી વૃત્તિ તથા પ્રવૃત્તિ દૈવી પ્રકારની બનાવ. અમે સેવા કરતાં આપવામાં રાજી થઇએ, અમે બીજાને દુઃખ ન કરતાં બીજાને માટે અડચણ તથા દુઃખ વેઠવાથી રાજી થઇએ, અમારી સર્વ પ્રવૃત્તિનું કેન્દ્ર અમે પોતે અને પોતાનું સુખ નહિ, પરંતુ માઈશરણ, માઈભક્તિ, માઈકુટુંબકલ્યાણ અમારું મુખ્ય કેન્દ્ર બને એવી કૃપા કર. અમારી આનંદશોધનવૃત્તિને અત્યારથીજ કૌટુંબિક સ્વાસ્થ્ય, પુરુષાર્થ, માતાપિતા-આજ્ઞાપાલન, ભાઇબ્હેન-ભાંડુપ્રેમ, સેવા, સંતસમાગમ, સંતનમન, દાન, વ્રતનિયમ, શાસ્ત્રાભ્યાસ, માઈજપ, માઇમંત્રપારાયણ, માઇદર્શન, માઇમંદિરગમન-ઇત્યાદિ સુખ તથા શાંતિનાં સાધનોમાં જોડી દે.

(૨) હે માઈ! અમને કૌમારશક્તિસિદ્ધ, શ્રીમંત, શાસ્ત્રજ્ઞ, વિદ્યાવિનોદવિલાસકુશળ, સશક્ત, સુશીલ, ઉત્તમચારિત્ર્યવાન, તથા અમને સુખી કરવામાં જીવનની ધન્યતા માનનાર જીવનસહચારી આપ. કૌમારકાળમાં ગોપિકાઓએ કરેલા કાત્યાયની વ્રતથી પ્રસન્ન થઇને જેમ તેં ગોપીઓને શ્રીકૃષ્ણચંદ્ર આપ્યો હતો એવી કૃપા અમારા

દરેક ઉપર કર. અમારું તથા અમારા સહચારીનું હૃદય પરસ્પરના પ્રેમથી એવું છલકાતું બનાવી દે કે અમે અમારા સહચારી ઉપર અમારા પ્રાણ ઓવારી નાંખીએ.

(૩) હે માઈ! યુવાવસ્થામાં પ્રવેશ કરતાં જ અમને અત્યંત વિચક્ષણ વિવેકબુદ્ધિ આપ, વિષયભોગના કુતૂહલથી મૂર્ખ બની જઇ, અને સર્વસ્વ ગમે તેવા પુરુષને સ્વાધીન કરી ન દઇએ એવી કૃપા કર. અમારાં માતાપિતાની દૃષ્ટિ જાગ્રત્ કર. અમારો સંયમ તથા દૂરદર્શીપણું જાગ્રત્ કર.

(૪) હે માઈ! પતિપસંદગી સંબંધે અમારાં માતાપિતા તથા અમે એવાં જડબુદ્ધિનાં ન બની જઇએ કે પૈસાને, સાૈંદર્યને, વિષયભોગશક્તિને, વિદ્યાને, વિનોદવિલાસકુશળતાને—આમાંના કોઇ પણ એક ગુણને સંસારસુખના પૂરા સાધનરૂપે માની લઇએ. લગ્નસંબંધ યુવાવસ્થાનાં પહેલાં પાંચ વર્ષની મોજ માટે નથી, પરંતુ જીવનભરનાં પચીસ પચાસ વર્ષ જેટલી લાંબી મુદતના સહચાર, ભાગીદારી માટે છે; પહેલાં પાંચ વર્ષ વિનોદવિલાસમાં પસાર કર્યા પછી દુઃખસુખનો આધાર કુટુંબની આર્થિક સ્થિતિ, સ્વભાવ, સજ્જનતા, ચારિત્ર્ય, આસ્તિકતા, ઇત્યાદિ ગુણો પર છે, એ સારી રીતે સમજવાની બુદ્ધિ અમને આપ.

(૫) હે માઈ! અમે યુવાવસ્થામાં પ્રવેશતાં થોડીઘણી મેળવેલી કેળવણીથી એવાં ઉદ્ધત ન બની જઈએ કે પતિપસંદગીનો પ્રશ્ન અમે અમારાં માતાપિતાના હાથમાંથી ખેંચી લઈ, જગત્માં જ્યાં ત્યાં ઉજળું દૂધ દેખનાર અનુભવહીન દૃષ્ટિથી ગમે ત્યાં ભખડાઈ પડીએ, અને જીવનનાં પહેલાં ત્રણ ચાર વર્ષ મોજમજામાં ગાળી, પછી જીવનભર એકબીજાના પંઝામાં સપડાઈ ગયેલા જન્મપર્યન્તના કેદી તરીકે ક્લેશ, ધિક્કાર તથા રુદનથી અમારું બાકીનું જીવન પુરું કરીએ; યુવાનીની મદિરાથી મસ્ત બની ના તો અમે કોઈને ફસાવીએ, ના તો અમને કોઇ ફસાવે; સ્ત્રીપુરુષના પરસ્પર મિલનમાં

અમૃતમુખી વિષ છે તેની જ્વાલામાંથી હે માઈ! અમને બચાવ. અમને એવી મોહાન્ધતાથી બચાવ કે કોઇની પ્રેમી પોપટિયા ભાષાથી, થોડા વિનય, સભ્યતા, માયાળુપણાથી, અથવા સહાનુભૂતિ તથા પ્રેમાળ કૃતિથી અમે કોઇ પુરુષને સર્વસુખદાતા માની લઈએ નહિ.

(૬) હે માઈ! અમારી પસંદગીમાં એ ભૂલ ખાઈ ન જઈએ કે સ્ત્રી–પુરુષ–*સંવનનમાં બન્ને બાજુ પરસ્પરને કૃત્રિમતાથી આંજી નાંખવાની અને ભુરકી નાંખવાની લઢતજ હોય છે, અને લગ્ન થયા પછી લગ્ન પહેલાંનો ભાવ બદલાઈ જઇ, એક બીજા સકંજામાં આવી જતાં મૂળનો સ્વભાવ પ્રકટી નિકળે છે. અમારી પસંદગીમાં માતાપિતાનો અનુભવ અમને સહાયક નિવડો. અમારી પસંદગીમાં કૌટુંબિક સ્વભાવ, શીલ, સંસ્કારની નજર સ્પષ્ટપણે રહો.

(૭) હે માઈ! દાંપત્યજીવનમાં અમે એવી રીતે સત્યને માર્ગે વિચરીએ, અને પરસ્પરનું ઐક્ય સાધી, એક હૃદયથી તારી ભક્તિ કરી તારી એવી કૃપા પ્રાપ્ત કરીએ કે જગતનાં સર્વ તત્ત્વો, ચરાચર વિશ્વ અમને અનુકૂળ તથા સુખકર થાય; સત્યાનંદમાં, તારી ભક્તિમાં, પરોપકારી જીવનમાં તથા પરસ્પર સાથેના વિનોદવિલાસથી, કર્દમમુનિ તથા દેવહૂતિની માફક, સંસારસુખસંબંધી અમને +અલંબુદ્ધિ થઇ જાય ત્યાંસુધી અમે સંસાર ભોગવીએ.

(૮) હે માઈ! અમારો લગ્નસંબંધ થતાં અમે એવું ઉત્તમ ચારિત્ર્યમય જીવન જીવીએ કે અમે બન્ને કુટુંબમાં ઐક્ય વધારીએ, પૂર્વજોની પુણ્યસંપત્તિમાં મોટી વૃદ્ધિ કરીએ, પરસ્પર હૃદય શુદ્ધ, એક તથા કોઇપણ ગુપ્ત સંકેત સિવાયનું રાખીએ, અને દીર્ઘાયુષ્ય, કલ્યાણ, શાંતિ, આરોગ્ય તથા સંતોષને પ્રાપ્ત કરીએ.

(૯) હે માઈ! દાંપત્યસુખ લાંબો સમય ભોગવી શકવા માટે સાધનરૂપ અમને નાની તેમજ મોટી વિગતમાં સદ્બુદ્ધિ આપ. અમે

---

* લગ્નપહેલાંનું પરસ્પર આકર્ષણ તથા મિલન + તૃપ્તિ

એવાં વિલાસી ન બની જઇએ કે અમારું પરસ્પર પ્રત્યેનું આકર્ષણ ટુંક મુદતમાં ખુટી અને તુટી જાય.

(૧૦) હે માઈ! ભાવી પ્રજાનું ભવિષ્ય, તેમના તરફથી માતા-પિતાને મળતા સંતોષઅસંતોષ, સુખદુઃખ એ સર્વનો આધાર માતા-પિતાના સંસ્કાર, વિચાર, આચાર ઉપર ઘણે અંશે રહે છે એ અમે કદિ ભુલીએ નહિ એવી કૃપા કર.

(૧૧) હે માઈ! જે બહેનો તથા ભાઇઓ બીચારાં, ટુંકી દૃષ્ટિથી, કમાવું, રાંધવું, ખાવુંપીવું, કુટુંબનું વૈતરું કરવું, બાળકોને જન્મ આપી ઉછેરવાં ઇત્યાદિથીજ જીવનની ધન્યતા માને છે તેમને ઉચ્ચ દૃષ્ટિ આપ; ઉચ્ચ જીવનની લ્હેજત તેમને ચખાડ કે જેથી તેમના આત્માની પ્રગતિ થાય તથા અનેક પ્રતિકૂળ પ્રસંગોમાં એઓ જીવનથી કંટાળી ન જાય.

(૧૨) હે માઈ! ઉચ્ચ સંસ્કારી જીવન જીવનારને ઉચ્ચ જીવનને લગતાં દર્દોમાંથી બચાવ. હે માઈ! અમને એવી વિચક્ષણ બુદ્ધિ આપ કે જેથી અમે જીવનના જુદા જુદા પ્રકારો સમજીએ, તથા અમારા પ્રત્યેકનું કુદરતી જીવન કયું છે તે જાણીએ. બાહ્ય જગવ્યાવહારિક જીવન, બુદ્ધિપ્રધાન જીવન, હૃદયપ્રધાન જીવન, પ્રેમી જીવન, આત્મોન્નતિજીવન તથા માઇશરણાગતિ જીવન,—આ છ જીવનનાં રહસ્યનું શિક્ષણ અમને આપ. બાહ્ય જગવ્યાવહારિક જીવનથી અમારી સત્કાર્ય પ્રતિ પ્રવૃત્તિ થાઓ, અને માઇકર્તૃત્વ—બુદ્ધિથી તથા માઇસમર્પણબુદ્ધિથી ધાર્મિક કર્મોથી અમારી ચિત્ત—શુદ્ધિ થાઓ; બુદ્ધિપ્રધાન જીવનથી આત્મોન્નતિ—જીવનમાં અમે પ્રવેશીએ તથા આત્મજ્ઞાન પ્રાપ્ત કરી આત્માનંદ ભોગવીએ; હૃદય—પ્રધાન જીવનથી અમે માઇશરણાગત જીવનમાં પ્રવેશીએ; પ્રેમી જીવનથી, કોઇ પણ લક્ષ્યવાળી યંત્રરચના જેમ વિજળીના પ્રવા-હથી પોતાનું કાર્ય વિજળીની ગતિથી કર્યે જાય છે તેમ કોઇ પણ પ્રકારના જીવનમાં અમે પ્રાણપોષણ તથા પૌષ્ટિકતા ભરીએ અને રેડીએ.

(૧૩) હે માઈ! કઈ જાતનું જીવન જીવવાની અમારી કુદરતી લાયકાત છે, અમારી અભિલાષા છે, એવું જીવન જીવવાના સંયોગો છે કે નહિ, ન હોય તો અમે ઉભા કરી શકીએ એવું અમારૂં આત્મબળ છે કે નહિ—વિગેરે દર્પણરૂપદર્શન જેટલી સુલભતાથી અમને સમજાવ. જે જીવન અમે જીવવાનાં હોઈએ તેની ગલીગુંચી, ખાડાટેકરા વગેરેની સારી અને સાચી સમજ અમને આપ, કે જેથી એક પ્રકારના જીવનમાંથી બીજા પ્રકારના જીવનમાં, હોલામાંથી ચુલામાંની રીતે, અમારો અમૂલ્ય દેહ અમે વગર કમાણીએ ગુમાવી બેસીએ નહિ.

(૧૪) હે માઈ! ધર્મના ગુપ્ત પ્રાણરૂપ પ્રેમી જીવનની રીત અમને શીખવ; સર્વ પ્રતિ પ્રેમી હૃદયથી રહેતાં શીખવ; એમાંજ અમારું શ્રેય છે; પ્રેમથી ચિત્તશુદ્ધિ, સંયમ, દૈવીસંપત્તિ, ભક્તિ, તથા પૂર્ણ શરણાગતિ પ્રાપ્ત થાય છે એ કોયડાની એકે એક ગાંઠ અમને ઉકેલી બતાવ: અને પ્રેમસાંકળી કેવી રીતે તૈયાર કરી તને સમર્પણ કરી દેવી એ કલા અમને શીખવ; પ્રેમમાર્ગમાં ભય તથા ઈર્ષ્યા એ બન્ને બલિષ્ઠ રિપુઓ અમારું જીવન છિન્નભિન્ન કરી ન નાંખે એ રીત અમને બતાવ. પ્રણયપાત્ર પ્રાણેશ્વરને સંપૂર્ણપણે પોતાનોજ કરી લેવાના તીવ્ર આવેશથી તેના પ્રતિ અથવા બીજા પ્રતિ નિર્દય, નિષ્ઠુર તથા જુલ્મગાર બનતાં અમારાં હૃદયોને સંભાળી લે.

(૧૫) હે માઈ! દાંપત્યજીવનમાં દુઃખ ઉપજાવનાર અમારી કેટલીક ગેરસમજો દૂર કર. શુદ્ધ ચરિત્ર જાળવવાના અમારા વ્રતથી અમે અમારો એવો હક માની ન બેસીએ કે માત્ર અમુક પ્રતિજ્ઞાનું પાલન કરી અમે બીજી હજાર રીતે અમારા જીવનસાથીને બોજારૂપ બની જઈએ. કદાચ અમારા જીવનસાથીની કાંઈ ચરિત્રદુર્બળતા જોવામાં આવે તો તેને ધીરે ધીરે વશ કરી લઈ, પાછો પોતાને સ્વાધીન કરી લેવાની શક્તિ અમને આપ, કે જેથી તેની સાથે તારો આશીર્વાદ મેળવી, કૃપા પ્રાપ્ત કરી, તારા ચરણમાં અમે મુક્તિ પામીએ.

(૧૬) હે માઈ! અમને એ સમજ આપ કે જે સ્ત્રી પોતાના પતિને તેનાં માતાપિતા તથા ભાઇભાંડુઓથી કલેશ કરાવી છુટો પાડી દે છે, જે સ્ત્રી પોતાના પિતાના તથા પતિના પિતાના કુટુંબ-જનો વચ્ચે કડવાશ તથા વેરઝેર ઉભું કરે છે, જે સ્ત્રી ગૃહિણીના ધર્મનું પાલન કરતી નથી, જેને ત્યાં સગાંસ્નેહી કે નિરાશ્રિત પોષાતાં નથી અને તેમને કોઇ જાતનું આશ્વાસન મળતું નથી તે સ્ત્રીએ પોતાનો મનુષ્ય—અવતાર એળેજ ગાળ્યો છે.

(૧૭) હે માઈ! અમને એવી બુદ્ધિ આપ કે ગૃહસ્થાશ્રમમાં અમને જે કાંઇ સંપત્તિ, સત્તા, વૈભવ પ્રાપ્ત થાય, તેથી છકી ન જતાં, તેની માલિકી અમારી ન સમજતાં, એ સાધનો તારાંજ આપેલાં છે એમ માની અમે વર્તીએ.

(૧૮) હે માઈ! તારી અમીદષ્ટિથી, તારી કૃપાથી, અમારો સંસાર સર્વ રીતે વૈભવભર્યો, આનંદભર્યો તથા શાંતિભર્યો કર. અમે પરસ્પરના દોષો નિભાવી લઇએ, પુરુષસ્વભાવ તથા સ્ત્રી-સ્વભાવને બરોબર સમજી, પ્રસંગે પ્રસંગે એક બીજાને થતી નાની નાની પ્રતિકૂળતાઓ વેઠી લઇએ એવું માનસ અમને આપ.

---

## પ્રાર્થનામંડલ ૧૦

(૧) હે માઈ! સાંસારિક નજરે દુઃખ તથા દુર્ભાગ્યનો પહેર-વેશ ધારણ કરી રહેલી તારી વૈચિત્ર્યભરી આત્મોન્નતિયોજનાકૃપાનું મૂલ્ય કરી શકવાની અમને સાચી સમજ આપ. અમારી બહેનોમાં જેમનું સાંસારિક દૃષ્ટિએ દુર્ભાગ્ય વૈધવ્યનું અથવા જીવનપર્યન્ત કુમારી--અવસ્થાનું હોય તેમનું તું પ્રત્યેક ક્ષણે રક્ષણ કર, કારણકે તેમનાં સુખદુઃખનો, યશ અપયશનો, દ્રવ્યોપાર્જનનો તથા જન-તાની સહાનુભૂતિનો આખોયે આધાર તારાજ પર છે.

(૨) હે માઈ! વિધવા બહેનો સંબંધે જનતામાં અપશુકનની ભાવના તથા મંતવ્ય છે તે દૂર કર; નિદાન માઈમાર્ગી એટલું સમજે કે તેમના જીવને દુઃખ થાય, એવું કોઈપણ પ્રકારનું વર્તન તેમની સાથે ચલવે નહિ એટલું કર. સાસરીઆં અથવા પિયેરીઆંમાં તેમની ગણના રસોઇ કરનારી, આયા, વાસણ ઘસનારી અથવા નિરાશ્રિત માથે પડેલી વેઠરૂપ ન થાય એટલી તેમના પ્રતિ કરુણાદૃષ્ટિ રાખ.

(૩) હે માઈ! શ્રીમંત કુટુંબોમાં રહેતી વિધવાઓને એ અક્કલ આપ કે એઓ "ઉલટો ચોર કોટવાલને દંડે" એવી નીતિ ધારણ ન કરે; પોતાની બાહ્ય દયાજનક ગણાતી દુર્દૈવસ્થિતિથી બીજાંને ઓશિઆળાં બનાવી, બેજવાબદાર બની, ભાઇ બહેનોને દબડાવ્યાં ન કરે, અથવા પોતાને ઓછું આવી જશે એવો ભય ઉત્પન્ન કરી કુટુંબમાં પોતાને સાંસારિક સુખનો અભાવ થયો હોવાના કારણે દ્વેષથી ભાઇભાભીના પ્રેમભર્યા જીવનમાં, કાન ભંભેરી, નિંદાથી, કે બીજી અનેક યુક્તિપ્રયુક્તિથી ઝેર રેડે નહિ.

(૪) હે માઈ! સમાજમાં વિધવાનું સ્થાન ઉચ્ચ બનાવ, તેમને ધર્મને માર્ગે તથા તારી શરણાગતિને માર્ગે વાળ. તેમને અત્યંત સમર્થ સંયમ આપ. તેમના હૃદયમાં વિશ્વકલ્યાણની કૌટુંબિક ઉપયોગિતાની, તથા પવિત્ર સ્નેહાળ જીવનની ઇચ્છા સતેજ રાખ.

(૫) હે માઈ! સમાજનું મન તથા સમાજની સમજ એવી રીતે કેળવ કે જીવનપર્યંત કુમારિકા તરીકે રહેનાર વ્યક્તિ પ્રતિ સમાજ અણગમાની, તિરસ્કારની કે શંકાની નજરે જુએ નહિ. તેમને વઢી ગયેલી, ગુપ્ત દુરાચારિણી, સંસારના ચાલતા ચીલામાંથી નીકળી ગયેલી, અથવા કાંઇ કાંઈ વૈચિત્ર્યને લીધે જનતાએ કાઢી નાંખેલી માને નહિ.

(૬) હે માઈ! જનતાની આંખો ખોલ કે આજે જ્યારે ઘણા શ્રીમંતોનો મોટો ભાગ સ્વાર્થપરાયણ બની પોતાની બૈરાં તથા

છોકરાંઓ સિવાય બાકીની દુનિયા તરફ પોતાની આંખો, પોતાનું હૃદય પોતાની નાણુંકોથળી, શારીરિક સહાય, માનસિક મદદ—એ બધું બંધ કરીને બેઠો છે ત્યારે સર્વસામાન્ય સમાજકાર્ય માટે, કુટુંબભારવહન માટે, અજ્ઞાન, મૂર્ખતા તથા વહેમમાં સડતા સમાજની ઉન્નતિ માટે, દુઃખીઓની સારવાર માટે તથા ધાર્મિક કાર્યની પ્રગતિ માટે સેંકડો *આજીવન કુમારિકાઓની પ્રબળ આવશ્યકતા ઉભી થયેલી છે.

(૭) હે માઈ! વિવાહરૂપી બેડીથી જ્યાં કષ્ટમય તથા પ્રતિકૂલતામય જીવન વ્યતીત કરવાનો પૂરો સંભવ હોય તેવા પ્રસંગોમાં આજીવન પવિત્ર કુમારિકાવ્રતના નિશ્ચયવાળી બહેનો પ્રતિ સમાજ માનદૃષ્ટિથી જુએ તેવી કૃપા કર.

(૮) હે માઈ! જે કુમારિકાઓ તારી દિવ્ય વિભૂતિરૂપ છે, જેમની બુદ્ધિ ભદ્ર છે, હૃદય ઉદાત્ત છે, જેમનું જીવનધ્યેય કુટુંબની તેમજ સમાજની પ્રેમભરી સેવા, તારી ભક્તિ તથા તારી શરણાગતિનું કરી ચુકેલું છે તેમને એવું અનુપમ અલૌકિક સામર્થ્ય આપ કે જેથી તેમનું ચારિત્ર્ય જીવનની છેલ્લી ક્ષણસુધી પવિત્ર, જ્વલંત, યશસ્વી તથા આદર્શરૂપ રહે.

(૯) હે માઈ! માઈમાર્ગીની નિર્દોષ ભાવનાનો લાભ લઇ, ખરી રીતે નાસ્તિક, સ્વચ્છંદી, સ્વતંત્રતાના શોખને લીધે જ અવિવાહિત રહેવાના નિશ્ચયવાળી, ગુપ્ત દુરાચારથી ન ડરનારી, શિક્ષણને જોરે અથવા સત્તાને દોરે નિર્દોષ સ્ત્રીઓને દબડાવતી, દંભી, ડોળઘાલુ સ્ત્રીઓથી સમાજને બચાવ.

(૧૦) હે માઈ! ઉચ્ચ કુટુંબમાં ઉચ્ચ સંસ્કારોમાં ઉછરેલી, ઉચ્ચ શિક્ષણ લઈ ચુકેલી, ઉચ્ચ જીવનધ્યેયના નિશ્ચયવાળી, યોગ્ય પતિ ન મળવાને કારણે નિરાશ થયેલી કુમારિકાઓનો જીવનકોયડો તું

---

* આખી જીંદગી સુધી.

ઉકેલી નાંખ. હિંદુ સિવાયની ઇતર પ્રજામાં પણ પવિત્ર જીવન ગાળ્યાના હજારો દૃષ્ટાંતો તેમની સમક્ષ રજુ કર. પૂર્વકાલીન ગાર્ગી તથા મૈત્રેયી જેવી અનેક સન્નારીઓનાં જીવનથી તેમને ખાતરી કરી આપ કે ધાર્મિક જીવન જીવવું, એવો નિશ્ચય કર્યા પછી તેવું જીવન જીવવાને શક્તિમાન્ થવું એ અશક્ય નથી.

(૧૧) હે માઈ! માઈજીવન જીવવાના નિશ્ચયવાળી કુમારિકાઓને અત્યંત ધૈર્ય આપ; પોતાના નિશ્ચયને અત્યંત હિંમતથી સમાજ સમક્ષ પ્રકટ કરવાનું તેમને બળ આપ.

(૧૨) હે માઈ! માઈમાર્ગના અનુયાયીઓમાં માઈકુમારીઓને અત્યંત ઉચ્ચ પૂજનીય સ્થાન આપ, તથા તેમનું ચારિત્ર્ય રક્ષવામાં તેમને સહાય કરી તેમનું માનસ અત્યંત પવિત્ર, તથા બીજા વિષયોમાં સર્વદા રોકાયલું રાખીને તેમને હાથે એવાં ધાર્મિક કાર્યો તથા સમાજસેવા કરાવ કે તેમની કીર્તિ અમર થઈ જાય.

---

## પ્રાર્થનામંડલ ૧૧

(૧) હે માઈ! રોજીંદા વ્યાવહારિક જીવનમાં મૂર્ખપણું કેવું હોય છે તથા શાણપણું કેવું હોય છે, દુર્જન કોણ અને સજ્જન કોણ, કોનો સમાગમ કરવો અને કોનો ન કરવો, ધાર્મિક ઉન્નતિ માટે કોનો આશ્રય સ્વીકારવો અને કોનો ન સ્વીકારવો—ઇત્યાદિ વિષયોની અમને પૂરેપૂરી સમજ આપ.

(૨) હે માઈ! બીજા પ્રતિ અસભ્ય વર્તન તથા અનાદરયુક્ત વર્તનથી અમને બચાવ, જેથી "કોઇનો કોઇ દિવસ ખપ પડવાનો નથી" એ પ્રકારની મદિરાથી અમે ઉદ્ધત બની ન જઈએ, કોઈને પણ પરમમિત્ર અથવા પરમશત્રુ માનીને એવું વર્તન ન રાખીએ કે સમય જતાં મિત્ર શત્ર થાય અથવા શત્રુ મિત્ર થાય ત્યારે પસ્તાવું પડે. સમગ્ર મનુષ્યો સાથે બરાબરી કરવાના ઓભખરાથી અમે તણાઈ મરીએ નહિ એવી કૃપા કર.

(૩) હે ભાઈ! જે મનુષ્ય બીજા સાથે પોતાની સ્ત્રી, બાળકો, તથા વૈભવની જ વાતો કર્યા કરે, પોતામાં કશી લાયકાત ન હોવા છતાં પોતાના પૂર્વજોની બડાઈ હાંકયા કરે, વગર કારણે જરા જરામાં ખડખડ હસે, જેની તેની સાથે ટંટો કરી બાઝે, પોતાનાં અને પારકાંને ઓળખે નહિ, પારકે ઘેર પોતાના ઘર જેવો હક કરી બેસે, જરા ફુલાવ્યા કે બધીજ ગુપ્ત વાત કહી દે, પોતાનાં જ માણસોની નિંદા કરે, પારકાની આશા પર મોટા મોટા કિલ્લા બાંધે અને સાહસ કરે, જરૂરને પ્રસંગે પણ બીજાની સલાહ માગે નહિ, નિઃસ્વાર્થી બુદ્ધિશાળી હિતેચ્છુનું કહ્યું માને નહિ, પોતાનું સાંભળે નહિ તેને પણ શિખામણ અને ઉપદેશ આપ્યાં જ કરે, રોગ થયા બરાબર દવા ન કરે, દુઃખ આવતું જોઈ તેના ઉપાય માટે પહેલેથી વિચાર ન કરે, કોઈ પણ કાર્ય કરવાનું હોય તે પરત્વે વગર વિચાર્યે જેમ તેમ વર્તે જાય અને છેવટે ખાડામાં પડે,શરીરસંબંધી બેદરકારી રાખે અને આળસુ તથા પ્રમાદી રહે, પોતાના હાથમાં આવેલી સુંદર તકો ખોઈ બેસે, પોતાનાં વડીલો તથા ગુરુ આગળ જ પોતાની હોશિઆરી દેખાડી તેમની જ પ્રશંસાની ઇચ્છા રાખે, જે સ્થાનમાં વૈભવભર્યું જીવન ગાળ્યું હોય તેજ સ્થાનમાં વસ્તુસ્થિતિ બદલાતાં ભીખના ટુકડા ખાતો બેશરમપણે પડી રહે, નીચ સાથે મૈત્રી તથા સહવાસ કરે, રસ્તામાં કે સાર્વજનિક જગામાં ચાલતે ચાલતે ખાય, હસે કે પોતાનાં પતિ પત્ની સાથે નિર્લજ્જપણે વર્તે, વિદ્યાનું, લક્ષ્મીનું કે પુરુષાર્થનું કાંઈ પણ સાધન ન હોવા છતાં પોતાને મોટો મનુષ્ય માની બેસે, ક્રોધથી પોતાનું જ અહિત કરી બેસે, જરા જરામાં પોતાના નિશ્ચયો બદલ્યાં જ કરે, પોતાના વધતા જતા અનિષ્ટ સંબંધે આંખમીચામણાં કરી છેવટે અનિષ્ટનું બલિદાન બની જાય, બની ગયેલા પ્રસંગોના વિચારો કરી કરી નિરંતર ઉદાસ રહે, પાળી ન શકાય એવાં વચનો આપવાની કુટેવવાળો હોય, વગર કારણે જ્યારે ત્યારે જુઠું જ બોલ્યા કરતો હોય, પોતાની

સ્થિતિનું જરાપણ ભાન રાખ્યા વિના પોતે કોઈ મહાન્ વ્યક્તિ છે એવું બીજા સર્વ પ્રતિ વર્તન રાખતો હોય, કોઇ પણ વિષયની વાત ચાલતી હોય ત્યાં ગમે તે રીતે ચક્કર ફેરવી પોતાનો વિષય લાવી મુકે, વાર્તાના કેન્દ્રરૂપ બની જવાનો શોખીન હોય, પોતે પુરુષ હોય તો સભામાં અથવા સંમેલનમાં સ્ત્રીઓનું ધ્યાન, અને સ્ત્રીરૂપ વ્યક્તિ હોય તો પુરુષોનું ધ્યાન, હરકોઈ રીતે પોતાના તરફ ખેંચવા પ્રયત્ન કરે, પોતાના કુટુંબમાં જ દુરાચારી વર્તનમાં મશગુલ હોય, દુઃખપ્રસંગે બીજાને જ દુઃખનું કારણ માનતો હોય તથા દૈવને અને ઇશ્વરને જ ગાળો દેતો હોય, પોતાનું જીવન કોઇ પણ પુરુષાર્થ કે ધ્યેય વિનાનું ગાળતો હોય, બીજાનું કાંઈ પણ કલ્યાણ કર્યા સિવાય તેમને તલવારની ધાર પર રાખવાની ધગશ રાખતો હોય, બિલકુલ વિશ્વાસ રાખી ન શકાય એવા ડગમગ સ્વભાવનો હોય, પોતાની હાજરીથી વાતાવરણને ખેદમય, ક્લેશમય, તથા દ્વેષમય બનાવવાના સ્વભાવવાળો હોય, પોતાને જ સર્વશ્રેષ્ઠ માનનાર મૂર્ખોના મંડળનો સભ્ય હોય, પોતાની પુંજી તથા કુટુંબનું હિત બીજાને સોંપી દઈ બેભાન અને આપખુશ જીવન ગાળતો હોય, પૂજ્ય વર્ગ તથા સમાન વર્ગના દોષો જોવામાં જ અત્યંત રસ લઈ તેમની પાછળ પડતો હોય, અમે બીજા બધાને બનાવીએ અને ગજવામાં મારી જઇએ છતાં અમારી કળા કોઈ જાણી ન શકે, અને અમને કોઈ બનાવી શકે નહિ એવા મિથ્યાભિમાનવાળો હોય, સભામાં કે સંમેલનમાં જામી રહેલી શાંતિનો ભંગ કરવાના કુવ્યસનવાળો હોય, લાભ મેળવવાની આશાથી પાપી કુપાત્રોની ભાઈબંધી કરતો હોય, મારામારી, ક્લેશ કે લડાઇના પ્રસંગોમાં સમાધાન કરાવવાની ઇચ્છા વિના માત્ર તાલ અને મજાહ જોવાને ઉભો રહે, અને બન્ને બાજુને વધારે સળગાવી મુકે, ખરાને ખોટું અને ખોટાને ખરું માની લે, સ્વાર્થ સાધવાની વખતે જ તાઉમિજાજી બની બેસે, અમુક ક્ષેત્રમાં પોતે કોઇ જાતનો પુરુષાર્થ કરી ન બતાવ્યો હોય છતાં તે ક્ષેત્રના વીરનરો પર આક્ષેપો કરવામાં જ

પોતાની બહાદુરી માનતો હોય–હે માઈ! આવા મનુષ્યોનો સંસર્ગ અમને થાય જ નહિ, અથવા તો કદાચ કોઇ કારણથી તેમના સંસર્ગમાં આવવાનું બને તો તેમની કુછાયાથી અમે બચીએ એવી કૃપા અમારા ઉપર કર.

(૪) હે માઈ! અમને ડાહ્યા મનુષ્યોનાં લક્ષણો પારખવાની શક્તિ આપ. અમે વગરકારણની દોડંદોડા, નિરર્થક શારીરિક મજુરી, માનસિક બડબડાટ, નિરર્થક સોબત કે નીતિવિહીન પુસ્તકો તથા પ્રવૃત્તિમાં અમારો વખત ગુમાવીએ નહિ; જગતમાં વ્યવહાર કરતાં અમે કોઈના પણ ઐકયનો ભંગ કરાવીએ નહિ; અમે કરેલી પ્રતિજ્ઞાઓ તથા આપેલાં વચનો તોડીએ નહિ; શરીરને સુખ આરામ તથા આનંદથી લડાવી મુકીએ નહિ; કોઈના ઉપકાર તળે, ગમે તેટલું કષ્ટ જાતે વેઠી લેતાં, બને ત્યાં લગી જઈએ નહિ; અમારો બોજો બીજા ઉપર નાંખી દઈએ નહિ; વગરકારણની ચિંતા કર્યા કરીએ નહિ; પારકી પીડા વ્હોરી લઈએ નહિ; પરાધીન થઈએ નહિ; ગમે તેના ઉપર ખોટા આરોપ મુકીએ નહિ; માદક દ્રવ્યનું સેવન કરીએ નહિ; કુટેવો પાડીને તેનો ખોટો બચાવ કરીએ નહિ; શત્રુ પણ શરણે આવે તો તેને ક્ષમા આપવા ચુકીએ નહિ; રૂપ, યૌવન, ધન તથા જનથી છકી જઈએ નહિ; માઇભક્તિ કરતાં અને તેને માટે સ્વાત્માર્પણ કરતાં શરમાઈએ નહિ, અથવા તો તે ગુપ્ત રાખવાનો પ્રયત્ન કરીએ નહિ; કોઈની શ્રદ્ધામાં બુદ્ધિભેદ કરીએ નહિ; સારું કૃત્ય કરતા કોઈ પણ મનુષ્યને તેમાં નિરુત્સાહી બનાવીએ નહિ; વિચાર કર્યા વિના બોલીએ નહિ; ક્રોધના કે વૈરના આવેશમાં પત્રો લખીએ નહિ, અને લખાયેલા એવા પત્રો મોકલીએ નહિ; કઠિન હૃદયનાં બનીએ નહિ; કોઈના વૈભવ કે બડીબડી વાતોમાં પોતાની સ્થિતિ, નીતિ, રીતિ કે ધર્મ ભૂલી જઈએ નહિ; કોઈના તેજમાં અંજાઈ જઈએ નહિ; સત્ય તથા ન્યાયના માર્ગને છોડીએ નહિ; ખાત્રી કર્યા વિના, અમુક વ્યક્તિ આપણું દુઃખ ટાળી નાંખશે એવી

પાયા વિનાની આશામાં તેના હવાલામાં પોતાની જીંદગીની ગુપ્ત હકીકત આપી દઇએ નહિ—એવી કૃપા હે માઈ! અમારા ઉપર કર.

(૫) હે માઈ! એક એક ડગલે અને એક એક વિચારે ડાહ્યા માણસના તથા મૂર્ખ માણસના રસ્તાઓ જુદી જાતના હોય છે તો મૂર્ખપણું શી રીતે ઓછું કરતા જવું, અને શાણપણું શી રીતે વધારતા જવું તેની ચાવીઓ અમને આપ.

(૬) હે માઈ! માઈમાર્ગી માટે સૂચવાયલી ઉન્નતિ—માર્ગની પ્રણાલિકા પ્રમાણે વર્તવાની અમને ઇચ્છા તથા શક્તિ આપ; જીવનના દરેક ક્ષેત્રમાં ઉત્તમ યોગ્યતાવાળો નેતા અમને આપ, જેના કલ્યાણકારી ઉપદેશનો, સલાહનો તથા સૂચનનો લાભ અમને મળે; એવા નેતાએ કરેલા ઉપકાર બદલ અમે તેના ઉપર શુદ્ધ પ્રેમ રાખીએ અને યથાશકિત તેને મદદ કરીએ એવી સદ્‌બુદ્ધિ અમને આપ.

(૭) હે માઈ! આસપાસના સમાજ તથા સમાજની વ્યકિતઓ સંબંધે અમને ઘણું જાણવાનું મળે એવા પ્રસંગોની અમે યાચના કરીએ છીએ. નિંદા કરવાનો સ્વભાવ એ તદ્દન ક્ષુદ્ર જીવાત્માઓનું લક્ષણ છે, તેમ છતાં નિન્દકો પણ મનુષ્યની આંખ ઉઘાડે છે અને અને તેનું અભિમાન ખંખેરે છે એ ઉંડી સમજ અમને આપ.

(૮) હે માઈ! સદ્‌ગુણસેવનથી અને સદ્‌વર્તનથી મનુષ્યનું કલ્યાણ થયાની વાતોમાં અમને રસ લેતાં બનાવ; અશુભ—દર્શનથી, નિન્દા કરવાથી, કુમાર્ગે ચાલવાથી અંતે દુઃખનો અનુભવ થાય છે, અને શુભ—દર્શનથી, પ્રશંસા કરવાથી, સન્માર્ગે ચાલવાથી પરિણામે સુખનો અનુભવ થાય છે એ સત્ય અમારા અંતઃકરણમાં ઠસાવ.

(૯) હે માઈ! સાચી સમજ આવી ગયા પછી, કયા દુર્ગુણોથી કોણ મૂર્ખપણે પોતાની અવનતિ કરી રહ્યું છે, અને કયા સદ્‌ગુણોથી કોણ શાણપણે પોતાની ઉંન્નતિ કરી રહ્યું છે તેમની આકૃતિઓ અમારી દૃષ્ટિ આગળ ગુપ્તપણે અમે રાખી રહીએ એવી સ્મૃતિ અમને આપ.

(૧૦) હે માઈ! અમારા પોતાના દોષ તથા દુર્ગુણો જોઈ શકવાની તીક્ષ્ણ દૃષ્ટિ અમને આપ. તે દોષોને તથા દુર્ગુણોને અમે આંગળીને વેઢે ગણાવી શકીએ એટલું અમારું મગજ તે સંબંધમાં નિર્મળ રાખ. તે સુધારવામાં અમે અત્યંત મથન કરીએ અને અમારા હિતેચ્છુઓની સલાહ પુછીએ એવી સદ્‌બુદ્ધિ અમને આપ.

(૧૧) હે માઈ! અમને એ અભ્યાસ કરાવ કે અમે બરાબર સામી દિશાથી પણ જોઈ શકીએ, અર્થાત્ અમુક દૃષ્ટિથી અમે જે મનુષ્યની કૃતિ જોઈએ છીએ તે મનુષ્યની અને અમારી પરસ્પર સ્થિતિ બદલાઈ હોય તો તે મનુષ્ય અમને કેવું દેખાય, અમારા વિચારો, લાગણીઓ, તથા વર્તન કેવાં હોય એ અમે જોઈ શકીએ એવી અમારી કુશળ દૃષ્ટિ બનાવ. આ પછી હે માઈ! અમારી સર્વકોણ દૃષ્ટિ બનાવ, અર્થાત્ કોઈપણ મનુષ્યની દૃષ્ટિથી તેને શું અને કેવું દેખાય તે આપણી નજરે દેખાય એવી દૃષ્ટિ અમને આપ.

(૧૨) હે માઈ! તું આટલીજ કૃપા કરીશ તો સમાજમાં અમે ઉત્તમ પંક્તિનાં ગણાઈશું, તેમજ અમારા જીવનનું પોણા ભાગનું દુઃખ અમે ટાળી શકીશું, કારણ કે દુનીઆનો ઘણો મોટો ભાગ એવો છે કે જેને પોતાનો દુર્ગુણ દેખાતો નથી અને કોઈ બતાવવા જાય તો તેની સામા ઘુરકિયાં કરે છે અને તેને પોતાનો કટ્ટો દુશ્મન સમજે છે.

(૧૩) હે માઈ! અમને ગરીબ-હરામીપણાથી, મિથ્યાજ્ઞાનના આડંબરને લીધે કરી મુકાતી ધાંધલથી, સભ્યતાભરી અવજ્ઞાથી, ખટપટીઆ સ્વભાવથી, બીજા બધામાં કાળું જોવાની ટેવથી, જેમાં તેમાં માથું મારવાના કુલક્ષણથી, પોતાના કરતાં જુદો મત ધરાવનાર પ્રતિ તિરસ્કાર-વૃત્તિથી, જૂઠભર્યાં વર્તનથી, સમજ્યા છતાં ઉઘાડી આંખે કુવામાં પડવાના પ્રમાદથી, ગુરુ તથા નેતાનો ઉપદેશ પોતાના સુધીજ આવવા દઈ આગળ ન વિસ્તારવાના એકલપેટાપણાથી, ગુરુને માન્ય ન રાખવાના અપકારીપણાથી, ધર્મનો દુરુપ-

યોગ કરી તેમાંથી સ્વાર્થ સાધવાની વૃત્તિથી, તથા પરોપદેશે પાંડિત્યથી બચાવ.

**(૧૪)** હે માઇ ! અમારું જીવન સુધારવા અર્થે અમને સદ્‌ગુરુનો સમાગમ કરાવી આપ, તથા અમને સારા શિષ્યની સદ્‌ગુણ-સંપત્તિ આપ. ઉત્તમ જમીન તથા ઉત્તમ બીજ હોવા છતાં વૃષ્ટિ વિના જેમ કશુંજ ઉગતું નથી તેમ સદ્‌ગુરુ-સમાગમ તથા સારા શિષ્યનાં લક્ષણ અમને પ્રાપ્ત થયા છતાં તારી કૃપાદૃષ્ટિ વિના અમને કશુંજ પ્રાપ્ત થાય એમ નથી, માટે સૌથી પ્રથમ તો હે માઈ! તારી પ્રત્યક્ષ કૃપાદૃષ્ટિ વરસાવ.

**(૧૫)** હે માઈ! અમને સદ્‌ગુરુ ઓળખવાની બુદ્ધિ આપ. અમુક પુરુષના અતિજ્ઞાનના આડંબરથી, તેમને ત્યાં ઉભરાતી મેદનીથી, તેમની મોટી મોટી વાતોથી, છુમંતર અને લોહનું સુવર્ણ બનાવી દેવાની સિદ્ધિથી, ભભૂતિ અને કાળા દોરાથી, છોકરાં આપવાની વાતોથી તેમની પાછળ અમે અમારું જીવન મેલું કરી ન મુકીએ, તેમજ કુટુંબની સ્વસ્થતા, ઘરની મિલકત, સ્ત્રીઓની આબરૂ, સંતતિના શુભસંસ્કાર–એ સર્વનું બલિદાન એ લતમાં આપી ન દઈએ એવી કૃપા અમારા ઉપર કર.

**(૧૬)** હે માઈ! સદ્‌ગુરુસંબંધે અમારું મંતવ્ય અને ભાવના માઈમાર્ગી થાઓ. એ માર્ગ પ્રમાણે ગુરુશિષ્યનો સંબંધ માઈપુત્રનો અથવા માઈપુત્રીનો છે. જેમના સમાગમથી, ઉપદેશથી, સેવાથી, અને કૃપાથી આંખ ખુલી જાય એવા ગુરુનો સમાગમ અમને કરાવ. જે પોતે શુદ્ધ પ્રેમસ્વરૂપ, આનંદસ્વરૂપ, શાંતિસ્વરૂપ તથા તૃપ્તિસ્વરૂપ હોય, અને જેમના દિવ્ય વાતાવરણમા એ દૈવી સંપત્તિનો શિષ્યના હૃદયમાં આપોઆપ સંચાર થાય એવા ગુરુ અમને મેળવી આપ. તેમના પ્રતિ અમારો પૂજ્યભાવ સતત રહે, તેમની સેવાનો લાભ અમે અનેક પ્રકારે લઈએ, તેમજ તેમની કૃપા પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થઈએ એ અમારી શુભ ઇચ્છા સિદ્ધ કર.

(૧૭) હે માઈ! માઈ-માર્ગનું મુખ્ય મંતવ્ય છે કે ગુરુએ શિષ્ય શિષ્યાની માઈ બની રહેવાનું છે, અને શિષ્ય શિષ્યાએ ગુરુપુત્ર અથવા ગુરુપુત્રી તરીકે વર્તવાનું છે એ તત્ત્વનું રહસ્ય અમને પુરેપુરૂં સમજાવ. માઈમાર્ગમાં ગુરુ, શિષ્ય, શિષ્યા નામ કાઢી નાંખીને 'માઈસ્વરૂપ, માઈનંદન, માઈનંદિની" સંજ્ઞા રાખવામાં આવેલી છે તેનું ગુપ્ત રહસ્ય અમારી સ્મૃતિમાં નિરંતર રાખ. માઈમાર્ગીએ નાનાનાં સર્વ પ્રતિ, નિદાન પોતાથી નાનાં સર્વ પ્રતિ, માઈ બનીને રહેવાનું છે એ સૂત્ર નીચે રહેલું અત્યંત ગૂઢ સત્ય અમારા હૃદયમાં સદા સતેજ રાખ.

(૧૮) હે માઈ! માઈમાર્ગી સદ્‌ગુરુ અથવા માઈસ્વરૂપને ઓળખવાની નજર અમને આપ. જેના હૃદયમાં પ્રેમ, કરુણા તથા દયાનું ઝરણું નિરંતર વહેતું હોય, જે પરદુઃખભંજનમાં તથા વિશ્વ-સેવામાંજ પોતાના જીવનને ધન્ય માનતો હોય, જેની માઈભક્તિ તથા માઈશરણાગતિની ઉછળી રહેલી લહરીઓ સમીપમાં બેઠેલા-ઓને આનંદથી, શાંતિથી ભીંજવી નાંખે એવા પુરુષવરના સમાગ-મનો પૂર્ણ લાભ લેવાની સદ્‌બુદ્ધિ અમને આપ.

(૧૯) હે માઈ! જે ગુરુ શિષ્યની આંખ ખોલી શકતો નથી, તેના દોષ તેને કહી શકતો નથી, શ્રેયસ્કર સાધનામાં તેને યોજતો નથી, પરંતુ માત્ર શિષ્યને થોડો ઘણો તાત્કાલિક આનંદ આપી, તેનીજ સુધરેલા સ્વરૂપમાં પ્રશંસા અને ખુશામત કરી, તેમનાં બૈરી-છોકરાંને ખુશ રાખી ધર્મને નામે પોતાનો સ્વાર્થજ સાધે છે તેવા ગુરુથી અમને બચાવ.

(૨૦) હે માઈ! સાચા સદ્‌ગુરુ મળતાં સદ્‌વિચાર, સદાચાર, શાસ્ત્રમનન, અખંડ સાધના-વગેરે તરફ અમારી અભિરુચિ વધાર. કષ્ટ વિના કલ્યાણ થતું નથી એ અમારી ભાવના હંમેશ રહો. પરમ ધ્યેય સિદ્ધ કરવાનો અમારો નિશ્ચય તથા ધૈર્ય અંતપર્યન્ત ટકી રહો. સંસારનાં દુઃખો અમારા વૈરાગ્યને, ધૈર્યને તથા ધીરપણાને દઢ કરો.

(૨૧) હે માઈ! સૌથી અત્યંત મહત્ત્વનું સત્ય સમજાવી અમારાં આંખો ખોલી નાંખ. ધર્મપાલન સિવાય આ લોક કે પરલોકમાં સુખ નથી, ધર્મપાલન કોઈને માટે નથી, તેમજ જુદું જુદું બીજાને છેતરવા માટે નથી એ અમારો નિશ્ચય સ્થિર કર. ધર્મ સુખનું કારણ, અને અધર્મ દુ:ખનું કારણ છે એ સિદ્ધાંતનું રહસ્ય અમને સમજાવ. અમુક સમયે કોઈ મનુષ્ય ધર્મનું પાલન કરી રહ્યો હોય છતાં દુ:ખ અનુભવી રહ્યો હોય, અથવા તો કોઈ મનુષ્ય અધર્મ સેવી રહ્યો હોય છતાં સુખ અનુભવી રહ્યો હોય–એવે પ્રસંગે કર્મની ગહન ગતિનું ગૂઢ સત્ય અમને સમજાવ. પૂર્વકાળના પુણ્યબળે કોઈ મનુષ્યને સુખ ભોગવવાનો યોગ પ્રાપ્ત થાય ત્યારે તે કોઈ અધર્મ આચરી રહ્યો હોય એથી સ્પષ્ટ થાય છે કે તે ચાલુ સમયના અધર્મના ફળરૂપે નહિ પરંતુ પૂર્વ કાળના ફળરૂપે તે સુખ ભોગવે છે; તેમજ પૂર્વકાળના પાપ કર્મના ફળરૂપે કોઈ મનુષ્ય અમુક સમયે દુ:ખ ભોગવી રહ્યો હોય પરંતુ તે સમયે તે કોઈ પણ પ્રકારે ધર્માચરણ કરી રહ્યો હોય એથી પણ સ્પષ્ટ થાય છે કે એનું દુ:ખ તે ચાલુ સમયના ધર્મના ફળરૂપ નથી પરંતુ પૂર્વકાળના અધર્મના ફળરૂપ છે. હે માઈ! અમને ધર્મપાલનનું ખરું રહસ્ય સમજાવ, પરંતુ તેથી પણ અધિક તત્ત્વ સમજાવ કે ધર્મ અમારૂં રક્ષણ કરે એ માટે ધર્મનું રક્ષણ કરવાની પહેલી અને મોટામાં મોટી અમારી ફરજ છે. સાચી ધાર્મિકતાની સાચી અભિવૃદ્ધિ થાય માટે દ્રવ્યદાન–સંબંધે પાત્રતા અપાત્રતા જોવાની અમારી બુદ્ધિ તીક્ષ્ણ કર. જે મનુષ્યો તથા જે સંસ્થાઓ ધર્મને નામે પોતાનીજ મોજ ઉડાવી રહ્યાં હોય તેમને અર્પણ કરાયલું દ્રવ્ય નિષ્ફળ જાય છે, તેમજ માઈભાવના જેવી ઉચ્ચ ભાવનાઓનો સમાજમાં પ્રચાર કરનાર પુરુષો તથા સંસ્થાઓને સહૃદયપણે નિયમિત અર્પણ કરવામાં આવતું દ્રવ્ય પરિપૂર્ણ રીતે સફળ થાય છે એ સમજવાની સદ્‌બુદ્ધિ અમને આપ. દરેક મનુષ્ય માટે, દરેક અવસ્થામાં, દરેક ક્ષણે સુખનું કારણ ધર્મપાલનજ છે એ અમારું

મંતવ્ય ચિરસ્થાયી કર, તથા અમારે માટે, અમારાં સ્નેહી માટે, અમારી સંતતિ માટે સાચો ધર્મ પ્રચાર કરનાર સંસ્થાઓનું જીવન ટકાવી રાખવા અર્થે, સાચા હૃદયથી તન મન ધન અર્પણ કરવામાં જીવનની ધન્યતા મનાવનારું માનસ અમને આપ.

## પ્રાર્થનામંડલ ૧૨

(૧) હે માઈ! અમને પુણ્ય પાપની નિરંતર સ્મૃતિ આપ, કે જેથી અમે અજાણપણે, પરિસ્થિતિને વશ થઈ, ખરાબ સોબતથી ખેંચાઈ જઈ, અથવા અમારા પોતાના દુષ્ટ સ્વભાવ, કે વિકારોને વશ થઈ જઈ આ લોકમાં અને પરલોકમાં અમારી પોતાની ખાનાખરાબી કરી મુકીએ નહિ.

(૨) હે માઈ! અમે કોઈ પણ પુરુષની પત્નીને છેતરી તેના પ્રતિ વિશ્વાસઘાતનું પાપ કરીએ નહિ, શરીરનેજ સર્વસ્વ માની તેને લાડ લડાવવામાં જીવનની સાર્થકતા માનીએ નહિ, અમારી જીભના સ્વાદ ખાતર અથવા અમારી રમતના આનંદ ખાતર પશુપક્ષીને દુઃખ દઈએ નહિ, આપત્તિકાળ, માંદગી અથવા અનિવાર્ય વિઘ્નો સિવાય અમારું નિત્ય કર્મ કે સાધના કે ગુરુને આપેલું વચન ચુકીએ નહિ, ન્યાયની સમજ હોવા છતાં બીજાને અન્યાય કરીએ નહિ એવી કૃપા અમારા ઉપર કર.

(૩) હે માઈ! અમે બીજાં મનુષ્યોને વગર કારણે અથવા સ્વાર્થને કારણે પીડા કરીએ નહિ, જે કાંઈ પ્રાપ્ત હોય તે એકલપેટાં બની, બીજાંને ટાળી, પંક્તિભેદ કરી ભોગવીએ નહિ, માતાપિતા, દેવ, પિતરો, મનુષ્યાદિનું ઋણ ચુકવવામાં ઢીલ કરીએ નહિ, અમારી આર્થિક સ્થિતિ સારી હોય છતાં અમારા ભાંડુઓને હલકી હાલતમાં જોઈ રહી અમે અમારાજ વૈભવમાં ડુબેલાં રહીએ નહિ; પોતાના આનંદ ખાતર, વૈરવૃત્તિથી કોઈની મિલકત કે આબરૂને હાનિ

પહોંચાડીએ નહિ, ધાર્મિક જીવન ગાળનારનો જીવન-પ્રવાહ અસ્ત-વ્યસ્ત કરીએ નહિ એવી અંતઃકરણની ઉચ્ચ વૃત્તિ અમને કૃપા કરી આપ.

(૪) હે માઈ' અમે ઘેર આવેલા અતિથિનું, તરસ્યા તપેલા અને ભુખ્યા માણસનું અપમાન કરી તેને અસંતુષ્ટ પાછો વાળીએ નહિ, અથવા તેના પર ક્રોધ કરી પડીએ નહિ; જે પિતૃઓની મિલ-કત, બુદ્ધિ અથવા નિદાન શરીરસંપત્તિને કારણે અમે જીવન ભોગવી રહ્યાં છીએ તેમની આજ્ઞા, તેમણે ધર્માદા માટે મુકેલી આવક તથા સંસ્થાઓ તોડી પાડીએ નહિ અથવા ગળી જઈએ નહિ; શ્રદ્ધા હોય કે ન હોય પરંતુ તેમને માટે કરવાનાં શ્રાદ્ધ સંવત્સરી ઇત્યાદિ ક્રિયા-ઓ માંડી વાળીને તેમને પિતૃલોકમાં દુઃખી કરીએ નહિ, તેમજ તેમના પ્રતિ અમારો પૂજ્યભાવ શિથિલ કરીએ નહિ; દેવ, ધર્મ, શાસ્ત્રાદિની નિંદા કરીએ નહિ; કોઈની આજીવિકા પર પાટુ મારીએ નહિ; પવિત્ર વસ્તુઓને, સ્થાનોને, ગ્રંથોને તથા મનુષ્યોને અપવિત્ર કરીએ નહિ, દુનીઆને દેખાડવા માટે એક વાર દાન કે ભેટ આપીને તે પાછી ખેંચી લઈએ નહિ એવી સદ્બુદ્ધિ અમને આપ.

(૫) હે માઈ! કોઈ પણ પાપિષ્ઠ કૃત્યને કોઈ પ્રકારનું, પ્રત્યક્ષ કે પરોક્ષ, પ્રોત્સાહન અમારું સ્વપ્નમાં પણ ન હો. દુર્ભાગી મનુષ્યો પ્રતિ અમારી તિરસ્કારની કે ક્રૂરતાની વૃત્તિ ન હો. અમારા ક્રોધના આવેશથી કોઈના શરીરને કે હૃદયને દુઃખ ન હો. અમારા મુખથી અથવા વર્તનથી કોઈ પણ સદ્ગુણી પુરુષ કે સ્ત્રીની હાંસી ન હો. અમારા પર વિશ્વાસ તથા સ્નેહ રાખનાર પ્રતિ અમારી કુટિલતા અથવા કપટબાજી ન હો. દૈવે મારેલાં દુઃખી, દરિદ્ર, જન્મથી ખોડ-વાળાંને જોઈને તેમના પ્રતિ અમારી દષ્ટિ તિરસ્કારની કે નિર્દય-તાની ન હો. જે સ્ત્રી પોતાના પિતાની સાહેબી ભોગવવાના શોખથી દુનીઆ આગળ પવિત્રતાનો દંભ કરી કુમારી રહેવા ઇચ્છે છે તેવી સ્ત્રીને અમારા તરફનું પ્રોત્સાહન ન હો.

(૬) હે માઈ! જે કુમારિકાનો નાનપણથીજ યોગ્ય સ્થાને વિવાહ કરી દેવામાં આવ્યો ન હોય અને જે પોતાની ઉચ્ચ સેવાભાવનાની સિદ્ધિઅર્થે નિર્દોષ, નિર્મળ, સંયમી, કુમારીવ્રત પાળવાની સાચી તીવ્ર ધગશવાળી હોય તેના માર્ગમાં અમે વિઘ્નકર્તા થઇ પડીએ નહિ એવી સદ્બુદ્ધિ અમને આપ.

(૭) હે માઈ! વિવાહ થયો હોવા છતાં, લગ્ન પહેલાં, ભવિષ્યના પતિનો એકાંતમાં સ્પર્શ કરવો એ પાપ છે; પુરુષની છટા, કળા, સુંદરતા, બહાદુરી, વિલાસિતા ઇત્યાદિનું માનસિક રટણ કરી તેના પ્રતિ માનસિક આકર્ષણ થવું એ પણ ગુપ્ત પાપ છે—એ પાપોથી અમને બચાવ.

(૮) હે માઈ! શુદ્ધ આહાર લેનાર કુટુંબમાં અમારો જન્મ થયો હોવા છતાં માંસાહાર અથવા મદિરાપાનના પાપ તરફ અમે કદિ પણ આકર્ષાઈએ નહિ એવી સદ્બુદ્ધિ અમને આપ.

(૯) હે માઈ! જે મનુષ્ય બીજાને ખરાબ કરવાનાં અનુષ્ઠાન કરી તે નિમિત્તે થયેલા દાન પર જીવે છે, દેવ દેવીને અમુક સાધનાથી સિદ્ધ કરી તેમને પોતાના રોજના મામુલી કામમાં યોજે છે, દેવદેવીઓસંબંધે તથા ધર્મસંબંધે ભેદબુદ્ધિ ઉપજાવી કોઈની શ્રદ્ધા તોડે છે, શરણ આવેલાને યથાશક્તિ આશ્રય કે સમાધાન આપતો નથી તેના અશુભ વાતાવરણથી અમારું રક્ષણ કર.

(૧૦) હે માઈ! સ્ત્રી પુરુષના નિકટના સગપણને લીધે, અથવા સંબંધને લીધે, જે દુરાચાર અતિનિંદનીય મનાયા છે તે પ્રતિ અમને અંતઃકરણનો તિરસ્કાર હો; તેમજ તેમાં ભાગીદાર, મદદગાર કે પ્રોત્સાહક બનતાં અમને બચાવ.

(૧૧) હે માઈ! જે સ્ત્રી અથવા પુરુષ અનેક પ્રલોભનો તથા વિકટ પ્રસંગો મધ્યે પણ એકજ પતિને અથવા એકજ પત્નીને આખી જીંદગીભર વફાદાર રહે છે તે, માઈનાં લાડીલાં બની, મરણાંતે અધમ લોકમાં ભટકયા સિવાય સીધાંજ સ્વર્ગલોકને પામે છે. ઉપર

પ્રમાણે વફાદાર ન રહેનાર સ્ત્રી અથવા પુરુષ મહાદુઃખદાયી અધમ લોકના વાસી થાય છે, જેમાંથી બચવાની આશા માત્ર એ છે કે એવી સ્ત્રી અથવા પુરુષે માઈનું ભકિતપુરસ્સર પૂજન કરી પતિ અથવા પત્ની પાસેથી ક્ષમા મેળવવી, અને પૂર્ણ પશ્ચાત્તાપસહિત ફરી દુરાચાર ન કરવાનો દૃઢ સંયમ રાખવાની પ્રતિજ્ઞા કરવી.

**(૧૨)** હે માઈ! અમારા જીવન-સાથી પ્રતિ અમારા રક્ષક તથા પોષકની ભાવનાથી અમારું હૃદય આભારી બનો, ગૃહિણી-કાર્યની નાનામાં નાની જવાબદારી તથા ચિંતા માથાપર લઈ અમારું જીવન અમારા પતિ સાથે ભાગીદારીનું બનો, તથા પતિપત્નીનું હૃદય પરસ્પરના પ્રેમથી, ઉપયોગિતાથી, આનંદથી તથા સેવાથી એવું એક બનો કે ગમે તેનો ગમે તેવો દોષ અમે નિભાવી લઈએ, અને જીવનમાં થયેલા અસંખ્ય ઉપકારો તથા ભોગવેલા આનંદની સ્મૃતિથી પરસ્પરને માગ્યા વિના ક્ષમા આપીએ.

**(૧૩)** હે માઈ! સંક્ષેપમાં પુણ્ય તથા પાપ શું છે તે સમજવાની ઉંડી અને વિશાળ બુદ્ધિ અમને આપ. અમારી બુદ્ધિ એટલી સતેજ કર કે અમારાં દરેક કૃત્ય, વિચાર તથા લાગણીના મૂળમાં શું છે તે અમે સમજી શકીએ. બધાજ ધર્મોના સારરૂપ, માનસશાસ્ત્રના ઉંડામાં ઉંડા રહસ્યરૂપ, અનેક અનુભવોના નવનીતરૂપ સત્ય માઈ સિદ્ધાંતના એકજ શબ્દમાં ભર્યું છે તે અમને આપ—અમને પ્રેમ આપ; **વિશ્વની બધીજ વ્યક્તિ પ્રતિ, પતિ પ્રતિ, તારા પ્રતિ પ્રેમ આપ તથા સેવા આપ.** પ્રેમનું ખુન તેજ પાપ, સેવાનું દેવાળું તેજ પાપ, કોઈ પણ ઇષ્ટદેવ પ્રતિ ભકિત, શરણાગતિ ન હોવી એજ પાપ, પરોપકાર કરવો એ પુણ્ય, પરપીડન કરવું એ પાપ—આ સહેલામાં સહેલી વ્યાખ્યાજ અમારા હૃદયમાં ઉતાર, કે જેથી વિશ્વના બધાજ ધર્મોનું રહસ્ય અમને હસ્તગત થાય.

**(૧૪)** હે માઈ! લાંબા પહોળા, અનેક પ્રકારના ગુંચવાડા ભરેલા સિદ્ધાન્તો અમારા માનસમાંથી ભુંસી નાંખ, માઈમાર્ગની

સીધી સરળતાને અનુસરીને અમને ચારજ અક્ષરમાં જે શીખવવું હોય તે શીખવ, જે કહેવું હોય તે કહી દે. શ્રુતિ, સ્મૃતિ, પુરાણો, રામાયણ, મહાભારત, ગીતાના પાંડિત્યની અમારી લાયકાત પણ નથી, અને અમારું પ્રત્યક્ષ રક્ષણ કરનારી તું હોવાથી, તે ગ્રંથોના અભ્યાસ વિના અમારું કલ્યાણ નહિ જ થાય એમ પણ અમે માનતાં નથી. એજ શબ્દથી અમારું જીવન ધન્ય બનાવી દે, અમને **પ્રેમ** તથા **સેવા** આપ, તારા પ્રતિ તેમ જ વિશ્વની સર્વ વ્યકિત પ્રતિ.

**(૧૫)** હે માઈ! અમને ટુંકામાં જ સમજાવી દે કે જે ઈશ્વરને અથવા તને માને છે તે પુણ્યને માર્ગે છે અને નથી માનતો તે પાપને માર્ગે છે; જે ઈશ્વરી કાનુનને માન આપી વર્તે છે તથા જીવે છે તે પુણ્યને માર્ગે છે, નથી વર્તતો કે જીવતો તે પાપને માર્ગે છે; જે મનુષ્ય પોતાની વ્યકિતને બીજા ઉપર મુકે છે તે પાપને માર્ગે છે, જે પોતાની વ્યકિતને વિશ્વહિતને અનુકૂળ કરી નાંખે છે તે પુણ્યને માર્ગે છે; મૈત્રી–ભાવવાળો મનુષ્ય પુણ્યને માર્ગે છે, વૈરભાવવાળો પાપને માર્ગે છે; આત્મસંયમી પુણ્યને માર્ગે છે; સ્વચ્છંદી આચરણ-વાળો પાપને માર્ગે છે; સરલહૃદયી પુણ્યને માર્ગે છે, કુટિલહૃદયી પાપને માર્ગે છે; પોતાની દરેક વસ્તુ બીજાઓથી ગુપ્ત રાખનાર, બીજા કોઈને કશી જ સમજ ન પડવા દેનાર મીંઢો મનુષ્ય પાપને માર્ગે છે; ખુલ્લા હૃદયવાળો દર્પણ જેવી નિર્મળ વૃત્તિવાળો પુણ્યને માર્ગે છે.

**(૧૬)** હે માઈ! અમને સો વાતની એક વાત, હજારની એક, લાખની એક, કરોડ વાતની એક વાત એટલી સમજાવી દે કે જે તારી ભકિત કરે છે, તારા ભકતો માટે ગમે તે રીતે સ્વાત્માર્પણ કરે છે, તારી ભકિતના પ્રસાદ માટે કોઈ પણ પ્રકારે કષ્ટ ઉઠાવે છે, તારા પ્રેમની ખાતર તથા તારાં કાર્ય માટે પોતાનું તન મન ધન આપે છે તથા પ્રાણ પછાડી નાંખે છે તેનાં અનેક મહાપાપો તારી કૃપાથી ભસ્મરૂપ થઈ જાય છે. જેમ મહારાણી આપણું ઘર પાવન કરે

એટલે તેની જોડે તેની મંત્રિણીઓનું તથા દાસીઓનું જૂથ આપોઆપ, વગર કહ્યે, વગર આમંત્રણે આવે છે તેમ તારી ભક્તિ પાછળ બધું શુભ ધસડાઈ આવશે. તું એકવાર તારી ભક્તિ આપ, તો પછી અમારે બીજું કશુંજ તારી પાસે માગવાપણું રહેતું નથી. અમારા હૃદયમાં તારી ભક્તિ હશે તો અમારાં પાપનાં ફળરૂપ મરણશિક્ષા પણ અત્યંત આનંદથી, ચિત્તપ્રસન્નતાથી અને શાંતિથી ભોગવી શકીશું. પરંતુ તારા પ્રેમ સિવાય સ્વર્ગલોક કે સત્યલોક પણ અમને સ્મશાનરૂપ છે, તેમજ ઇન્દ્રના વૈભવો પણ અમારા અંતઃકરણનું આકર્ષણ કરી તેને ચલિત કરી શકશે નહિ.

હે માઈ! આ ગુપ્ત રહસ્યને કારણે તારાં અભિધાનો તથા ગુણગાન તારા લાડીલા ભક્તોએ ગાયાં છેઃ—

**मत्समः पातकी नास्ति पापघ्नी त्वत्समा नहि ।**
**जय माइ जय शिवे ! जय माइ जय समयान्तस्थे ।**
**जय माइ जय भवानि जय माइ जय शांभवि जय माइ ।**
**जय निष्प्रपंचे जयमाइ जयनिष्पापे । जय माइ जय पापनाशिनि ।**
**जय माइ जय महापातकनाशिनि । जय माइ जय गोप्त्रि जय माइ ॥**
**जय अनुग्रहदे जय माइ जय विमले जय माइ जय पावनाकृते ।**
**जय माइजयपापारण्यदवानले जयमाइजय कलिकल्मषनाशिनि ।**
**जय माइ जय माइ जय माइ ॥**

## પ્રાર્થનામંડળ ૧૩

(૧) હે માઈ! અમે સર્વે પામર છીએ, બદ્ધ છીએ, અજ્ઞાન છીએ, દૈવી સંપત્તિથી દૂર છીએ, અમારા હૃદયમાં હજારો ભોગ ભોગવવાની ઇચ્છાઓ હજી અમને દમી રહી છે, અમે દુર્બલ છીએ, અમે સંયમહીન છીએ, અમે પાપી છીએ, માટે એકવાર તો તું અમારા પર કૃપાવૃષ્ટિ કરીને તારી શક્તિ આપ, તારું રક્ષણ આપ, તારું શરણ આપ; ભુક્તિ તેમજ મુક્તિ બન્નેને દેનાર તારા સિવાય

બીજું કોઈ નથી. ગમે તેવાં પાપોમાંથી તારનાર, તથા અમે ગમે તેવાં દુષ્ટ હોઈએ છતાં જેનો પ્રેમ લવલેશ પણ ઘટે નહિ એવી વિભૂતિ આ લોકમાં કે પરલોકમાં તારા સિવાય બીજી નથી. માટે હે માઈ! અમે તારે શરણે આવ્યાં છીએ. હે માઈ! તારી કૃપાથી અમને જ્ઞાનશક્તિ, ઇચ્છાશક્તિ તથા ક્રિયાશક્તિ પ્રાપ્ત થાઓ.

(૨) હે માઈ! તું તારા ભક્તોને તારા પ્રેમામૃતવડે મદિરાથી પણ વધારે મસ્ત બનાવી તેમને પરમાનંદ આપનારી મદિરાનંદ–સુંદરી છે. સમસ્ત સુરાસુરનું રક્ષણ કરનારી તું છે. અમારાં શરીર, હૃદય તથા માનસનું રક્ષણ કર. અમારા ઉન્માદોની શાંતિ કર. અમને નાના પ્રકારના નાના તથા મોટા ભોગ ઉપભોગ આપ. અમારું શરીર વજ્ર જેવું કર. દુર્જનોને દુર્જનતારહિત બનાવી દે તથા અમને ત્રાસ દેનાર દુષ્ટજનોને દુષ્ટતારહિત બનાવી દે. મહાપુરુષો, મહાવૈભવશાળી પુરુષો તથા મહાસત્તાધારી વિભૂતિઓ અમને જોઇને પોતાનું અભિમાન ભુલી જાય અને અમારીજ અનુકંપાના યાચક બની જાય એવી તેજસ્વિતા અમને આપ. અમને દુઃખી કરવાને તથા અમને ફસાવવાને અમારા શત્રુઓએ કરેલી ચક્રવ્યૂહરચના તુટી પડો, અમારો સર્વત્ર વિજય થાઓ. અમને રૂપ આપ; અમારા વૈરીઓ વૈરરહિત થાઓ. અમારો યશ વિશ્વભરમાં પ્રસરો. અમારા કુટુંબનું રક્ષણ કર. અમારા પતિને તારનાર સાધન તથા સહાયક અમે બનીએ, કુલોદ્ધાર કરવામાં અમે મદદગાર બનીએ એવું ચારિત્ર્ય અમને આપ. હે અનંત અનવધિ પ્રેમથી નિરંતર ગુલાબી મુખાકૃતિવાળી માઈ! હે અપાર કરુણાથી ભરેલાં, અત્યંત વાત્સલ્યભાવથી ઉભરાઈ જતાં નેત્રવાળી મા! અમારું રક્ષણ કરનાર તારા સિવાય કોઈ નથી.

(૩) હે માઈ! તુંજ આખા વિશ્વની માલિક ત્રિપુર–સુંદરી છે; તુંજ અમારાં હૃદય, માનસ, નેત્ર, શરીરાદિની સ્વામિની છે;

તારી ભકિત એજ અમારું મોટામાં મોટું આખરનું અસ્ત્રશસ્ત્ર છે. તારી કૃપાના * કવચથીજ અમે રક્ષિત છીએ.

(૪) હે માઈ? તુંજ અમને અમારા પ્રમાણમાં પચી શકે એટલા અંશને અષ્ટ સિદ્ધિના ઉપભોગ તથા અનુભવ આપ. તુંજ અમને સર્વાકર્ષણશકિત આપ, તુંજ અમારી ઉન્મત્ત બની જતી ભોગેચ્છાએ ઉપર મહા અંકુશ રાખ. તુંજ અમારી બુદ્ધિને સતેજ કર. તુંજ અમને વિવેકબુદ્ધિ આપ. તુંજ અમારી સર્વ નિર્દોષ કામના પૂર્ણ કર. તુંજ અમારો રસ વધાર. તુંજ અમને આપત્તિસમયે ધૈર્ય આપ. તુંજ અમને નિરંતર તારા નામની અને તારા ઉપકારોની સ્મૃતિ આપ. તુંજ અમારી પાસે તારા નામોચ્ચારનો પવિત્ર ઘોષ નિરંતર કરાવ. તુંજ અમારા જીવનમાં અમૃત રેડ. તુંજ અમારી સર્વ આશાએ પુરી પાડ.

(૫) હે માઈ! કામ-ક્રોધ-લોભાદિના માર સામે ટકી રહેવાનું સામર્થ્ય અમને આપ. અમને આનંદમાં રહેવાની તથા વિશ્વભરમાં આનંદ પ્રસારવાની કલાની સિદ્ધિ આપ. અમારા સર્વ પવિત્ર હેતુએ સાધવાની વ્યવહારકુશલતા અમને આપ. સર્વ પ્રકારની સંપત્તિથી અમારું મન ભરી દે. અમે સર્વને વ્હાલા લાગીએ, અને સર્વપર અમને વ્હાલ આવી જાય એવું પ્રેમી હૃદય અમને આપ. અમે સર્વને મંગલરૂપ બનીએ એવું સદ્ભાગ્ય અમને આપ.

(૬) હે માઈ! અમારાં સર્વદુઃખો તું નિવારી નાંખ. અમારું અપમૃત્યુ, અર્થાત્ અચાનક આકસ્મિક મૃત્યુ, અથવા દરિદ્રતાને લીધે કે અપયશને લીધે કે અત્યંત દુઃખને લીધે થયેલું દુઃખમય જીવનરૂપ મૃત્યુ ટાળી નાંખ. અમારાં સર્વ વિઘ્નોને દૂર કર. અમને સર્વ પ્રકારનું સૌભાગ્ય તથા સદ્ભાગ્ય આપ. અમને ઐશ્વર્ય આપ.

(૭) હે માઈ! અમને જ્ઞાન આપ, અમને સાચી સમજ

---

* બખ્તર.

આપ, અમને તારો મંત્ર આપ, અમને આનંદભાવ આપ, અમને સ્વાશ્રય આપ, અમારાં સર્વ પાપોને તું પ્રજાળી નાંખ. અમને આધિ, વ્યાધિ તથા ઉપાધિરહિત કર.

(૮) હે માઈ! અમને નિરંતરનો આનંદ, કષ્ટ સહન કરવાને શૌર્ય તથા ધૈર્ય, સુખ તથા શાંતિ આપ.

(૯) હે માઈ! અમે તારી પાસે અનેક યાચના કરી પુકારી રહ્યાં છીએ. તારી જેમ ઇચ્છા હોય તેમ કર, પરંતુ આટલું તો આપ, આપ, આપ–**પ્રેમ, સેવા, ભક્તિ તથા શરણાગતિ.**

**જય માઈ, જય માઈ, જય માઈ, જય માઈ.**



# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૨૩ | જાનાં | જાના |
| ૬ | ૧૬ | પોંકારી | પોકારી |
| ૯ | ૨૩ | કરાવા | કરાવવા |
| ૯ | ૨૪ | છે | દે |
| ૧૧ | ૬ | સાર્મથ્ય | સામર્થ્ય |
| ૧૮ | ૨૪ | એ | એક |

કાનો માત્રાની ભૂલ સુજ્ઞ વાંચનાર શ્રમ લઈ પૂર્વાપરસંબંધ વિચારી સુધારી લેશે એવી આશા છે.

## માઈપ્રકાશનમાલા.

૧. **માઈતત્ત્વ** ( ભાગ ૧ )—રચનાર આ પુસ્તકના કર્તા.

૨. **માઇકીર્તનમાલા**—પ્રથમ શતક.

૩. **માઈપૂજન**—રચનાર આ પુસ્તકના કર્તા.

卐 जय माई 卐

# માઈ મંડળ

**સિદ્ધાંત**—સર્વજ્ઞ, સર્વશક્તિમાન્, સર્વવ્યાપક પરમાત્માની કરુણામય વાત્સલ્યમય સ્વરૂપમાં ઉપાસના.

ભક્તિ; શરણાગતિ; વિશ્વપ્રેમ; ભ્રાતૃભાવ; ભગિનીભાવ; સેવા.

જગત્-જનનીના અર્થવાળું **माई** નામ મંત્રશાસ્ત્રને આધારે રાખવામાં આવ્યું છે.

આ મંડળના સ્થાપક પૂજ્ય શ્રીયુત માર્કંડરાય રતનલાલ ધોળકિયા એલ. સી. ઈ. પૂનાના સ્પેશિયલ લૅન્ડ ઍક્વિઝિશન ઑફિસર છે. ચમત્કારિક સંયોગો વચ્ચે તા. ૨-૯-૧૯૩૨ ને દિવસે પૂનામાં માઈની પ્રતિષ્ઠા કરવામાં આવી. તા. ૯-૧૦-૧૯૩૨ ને દિવસે બહુ મોટા પાયા ઉપર યોજવામાં આવેલા હિંદુ, પારસી, મુસલમાન, ક્રિશ્ચિયન સન્નારીઓના સંમેલને માઈનું પૂજન કર્યું. તા. ૨૭-૩-૧૯૩૩ ને દિવસે માઈમંડળની સ્થાપના કરવામાં આવી. ૧૯૩૬ ની સાલથી શાખાઓ સ્થાપવાનું કાર્ય આદરવામાં આવ્યું. ટુંક મુદતમાં માઈ-મંડળની અનેક શાખાઓ પૂના, અમદાવાદ, નડિયાદ, સાંતાક્રુઝ, ખડકી, મુંબઈ, મદ્રાસ, બેલગામ, ધારવાર, સુરત, વડોદરા, જામનગર, મોરબી, ભરૂચ, ખંભાત, અજમેર, લંડન વગેરે સ્થળોએ સ્થપાઈ ચુકી છે.

શ્રી માર્કંડભાઈ પરિપૂર્ણ શરણાગતિવાળા માઈના પરમ ભક્ત છે. એમના દ્વારા માઈએ એટલા બધા ચમત્કારો પ્રગટ કર્યા છે કે તેના વર્ણન માટે એક દળદાર પુસ્તકની જરૂર પડે. પરંતુ ચમત્કારથી જનતાની આંખ આંજી દેવાનો પ્રયત્ન માઈમંડળ કરતું નથી. ચમત્કારને માઈના અનંત ઐશ્વર્યના અલ્પ આવિષ્કારરૂપે પૂજ્ય દૃષ્ટિથી એ મંડળ જુએ છે. એ પુરુષવરના પવિત્ર સમાગમથી અનેક મનુષ્યોનું આશ્ચર્યકારક પરિ-વર્તન થઈ ગયું છે. ઉપર કહેલા સિદ્ધાંતના પ્રચાર અર્થે સામુદાયિક

પૂજન, ભજન, કીર્તન, સ્તોત્રપઠન, ધૂન, ધ્યાન, પ્રવચન, સાહિત્ય-પ્રકાશન સ્નેહસંમેલન, વગેરે સાધનોની યોજના કરવામાં આવી છે.

માઇમંડળ સર્વ ધર્મોને અને સંપ્રદાયોને માનદષ્ટિથી જોય છે; કોઈની સાથે વિરોધ કરતું નથી, એટલું જ નહિ પરંતુ ઈશ્વરને ન માનનાર છતાં પોતાની બુદ્ધિશક્તિસંપત્તિનો સદુપયોગ કરનાર સજ્જન માઇમંડળને માન્ય છે.

વિશેષ હકીકત નીચેમાંથી કોઈપણ સ્થળેથી મળી શકશેઃ—

(૧) શ્રીયુત માર્કંડરાય રતનલાલ ઘોળકિયા, એલ. સી. ઈ, ૪૯, ન્યાહાલપેઠ, પૂના.

(૨) શ્રીયુત પરિક્ષિતરાય મગનરાય રાયજી, બી. એ., સાત બંગલા, ટાગોર રોડ, સાંતાક્રુઝ.

(૩) શ્રીયુત કેશવલાલ બી. પંડયા, "શક્તિ" માસિકના તંત્રી, સ્ટેશનરોડ, નડિયાદ.

(૪) શ્રીયુત શરત્ચંદ્ર સ૦ દેસાઈ, બી. એ., શાંતિસદન સોસાયટી, કૉલેજ પાસે, અમદાવાદ.

૨૧, ટોલક નગર, અમદાવાદ.

**કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા**
(પ્રમુખ, માઇમંડળ—શાખા, અમદાવાદ.)